# સાંકળીયું.

પાનું

પાનું.

મારા ઇષ્ટ મીત્ર અને હિતેચ્છુ ભાઇ મંચેરશાહ માણેકજી ભરૂચાનાં મરહુમ માતાજીને આ પુસ્તક અર્પણ કરતાં તેમને માટેના જાણીતા પુરાણા લેખક મી૰ "હરમીસ" (હોરમસજી સોરાબજી મીસ્ત્રી ) તરફના બે અનુભવી શબ્દો અત્રે રજુ કરૂં છું.



બાઇજી બચુબાઇ માણેકજી પેસતનજી ભરૂચા.

જન્મ—૧૮૭૨. મરણ—૧૯૨૪.

"બેરો બચુબાઇને ઓળખવાનું માન મુજ લેખકને હતું. સાદી, ભોળી, ભલી, ચાલી-ચલાવી ન બોલતાને બોલાવે, જુઠાને સચોત ધમકાવે, ખરાંનું રક્ષણ કરે, એ માટે કાંઇ શાળાનું-મદ્રેશાનું શિક્ષણ ન લીધું હતું, પણ પોતાની ગુણવંતી માતા બેરો દીનબાઇ મા૰ બેનેટથી સંસારનું, ઉચ્ચ ડહાપણ પોતાનાં હૃદયમાં, પોતાની માતાથી સાચવેલું, બચ્ચાંઓ માટે પુરૂં હતું.

સ્ત્રી જાતીનો ઉત્તમ ગુણ, તે ધણી તરફની ફરજ અને સંસાર સ્થિતિને ઉંચ ભાવમાં પાળવાની ગરજ, એ બંને ગુણો ખુદ એમના ચેહરા પર પ્રગટી નીકળેલા હતા. હાવ-ભાવ અને હેંશનો ઉત્તમ જોશ એમનામાં ઘણો હતો. ધર્મ-જ્ઞાન-રૈસાણી એમનામાં ખરી જરથોસ્તી તરીકતોથી ભરપુર હતી. મોટામાં સારી દુવા, તે બીજાને પોતા તરફ હરી લેવાની એક ઉત્તમ દવારૂપ ચાવી હતી. એમનાં જીવનમાં, ખોટાનું ખોટારૂં ઝટ પારખી લેવાની એમની તીવ્રતા, એમના ખાવીંદના માર્ગમાં એક આશિષરૂપ કળા તરીકે બની હતી. તેવી એ માતા તે-બેરો બચુબાઇ હતી.

હુરમીસ.

# ૧૦૦ વર્ષની 'જામે જમશેદની' જ્યુબીલી.

"જામે જમશેદ" ના લોકપ્રીય તંત્રી



**મી૦ ફીરોઝશાહ જેહાંગીર મરઝબાન,**
એમ. એ., સી. આઇ. ઇ.

શનીવાર તા૦ ૧૨ મી માર્ચના શુભ દીવસે પારસી પાયોનીયર 'જામે જમશેદ' પોતાની ૧૦૦ વર્ષની બખ્તાવર સાલગ્રેહની જ્યુબીલીનો સગનવંતો મહોત્સવ પારસી કોમની સામાન્ય લાગણી અને આશિષ સહિત ઉજવી ૧૦૧ નાં વર્ષમાં પ્રવેશ કરી ચુકયું છે. ૧૦૦ વર્ષની પનોતી કારકીર્દીની મીઠી યાદ આજે તાજી થઇ રહી છે. મન સમજાવનારો સહેજ ઇસારો કરીએ તો ૧૦૦ વર્ષની પારસી તવારીખનો થોડોક અર્ક રજુ કરતું આ પુસ્તક પણ તા૦ ૧૫ મી માર્ચે છપાઇ તઇયાર થયું છે. 'જામે'ના અધીપતી મી૦ પીજામનો એ પત્ર સાથેનો સંબંધ જેમ ૩૩ વર્ષનો છે તેમ આ અદના લેખકનું જામે સાથનું–એક કોડીની પણ હાસલ વીનાનુ–એક લખનાર તરીકેનું નાતુ ૩૦ વર્ષનુ છે. જામે માંહેલા મારા લેખ છપાવવાની કદાપી જરૂર પડે તો તેનાં આ પુસ્તક જેવા બીજા ૧૦ પોથા મને પ્રગટ કરવા પડે. પણ સબુર ? તેવી અભિલાષા હાલ જરૂર જેવી નથી. હાલને ટાંકણે પ્રગટ થયલાં આ "પારસી–પુરાતન" પુસ્તક માંહેલી ૧૦૦ વર્ષની પારસી તવારીખને લગતી નોંધ મોટે ભાગે જામે જમશેદ પત્ર ઉપરથીજ લેવામાં આવી છે જે બનાવ કાંઇ જ નવી પણ હાલનાં શુભ પ્રસંગનો એક તેવોજ બીજો જોરાવર સંજોગ થઇ પડે છે. ૧૦૦ વર્ષની જ્યુબીલીના હાલના માંગલીક પ્રસંગે જામે બાબે જે કાંઇ લખાયું છે તે બરહક' છે. એ પુરાણું પત્રને આશીર્વાદ આપવા સાથે વધુ ઝમક અને સંગીન ફતેહ ઇચ્છીશું. તે સાથે હાલનાં ગુજરાતી સાહિત્યની સેવા બજાવતા સામાન્ય લેખક વર્ગની કંગાળ આંકણીમાં સુધારો થાય અને તેમની કલમનાં હીરની ઘટીત કદરથી વાજબી કીંમત અંકાય એવી અત્રે વાજબી રીતે ખરી દીલસોજી સહિત વધુ દુવા ગુજારીએ છીએ. એમ થવેજ લાયક લખનારાઓ પોતે વધુ જોખમદાર બની-અમુક પત્રને વળગી રહી-શુદ્ધ પ્રેમ અને ચોખ્ખાં મનથી સ્વતંત્ર લેખ લખવાનો જાતી ધર્મ સમજી, સહરાગાત અને તુંપણાની મોહજાળથી દુર રહી-મનનો કાદવ બાહેર કાઢવાથી બાજ આવી-દરેક લીટીમાં ઇન્સાફ અને સચ્ચાઇ આમેજ કરી પોતાની કલમ, કાગળ અને સાહિત્યને દીપાવી ખરો જશ અને આશીર્વાદ મેળવશે. જામેની જ્યુબીલીની ફતેહમંદી માંહે તેનાં પ્રસિધ તંત્રી મી૦ પીજામની કાળજી, કુનેહ તથા ઝહેમતનો મોટો હિસ્સો સમાયો છે.

તા૦ ૬ ઠી માર્ચ ૧૯૩૨નાં મુજ જોગાં પત્રમાં આ પુસ્તકને લગતી બાબદમાં-મને સંબોધી-આપણો પીજામ જામેની જુઝરી બાબે જે કાંઇ લખે છે તે તેનાં મુળ શબ્દોમાં અત્રે રજુ કરવાની લાલચ હું થોભાવી શકતો નથી.

Ballard House.
Mangalore Street, Fort.
BOMBAY, 6TH MARCH 1932.

MY DEAR POCHAJEE,

I work till 11-30 midnight every day and work with four hands, missing sometimes my breakfast. Where is the time and energy for yet another piece of work and fancy writing......in the book of one of the most renowned sport critics in Bombay like you.

Yours Sincerely-
PIJAM.

વધુ લંબાણ કરવાની અત્રે વિશેષ જરૂર ન હોવાથી આ લેખ અત્રેજ પુરો કરતાં "જામેનાં સોહ્ડી-માસ થાને તેનાં તંત્રી મી૦ પીજામને ઇશ્વર પુરતું સામર્થ આપે અને જામે પત્ર હાલનાં કરતા વધુ પ્રકાશીત, જશવંતું અને જોરાવર બને; આમીન.

# દીબાચો.

ઇશ્વર કૃપાથી આ મારૂં ૧૬ મું પુસ્તક વાંચકવર્ગ સમક્ષ રજુ કરૂં છું. મારાં સઘળાં પુસ્તકો પીંજણ-પાટલાની વાર્તાથી નિરાળાં રહી "સ્પોર્ટસ"ની ખીલવણી તથા અંગબળની કેળવણી ઉપર લખાયલાં જોવાનો મારો સંતોષ અત્રે જાહેર કરતાં ખુશી ઉપજે છે.

પંદર વર્ષની વયથીજ હું કલમ, કાગળ અને ક્રીકેટ સાથની લેણદેણી ધરાવતો આવ્યો છું.

સ્કુલ માંહેથી યુકલીડ અને જ્યોમેત્રી સાથનુ માથાં દુખણુ અને બોરા ઇતિહાસ મોઢે ભરાવવાનો કંટાળો છોડી સ્લેટ ઉપર ઓરીજીનલ નિબંધ લખવાનો માર્ગ હું વધુ પસંદ કરતો હતો. એ સમય ૧૮૯૭ નો હતો. એ બાદ ૧૮૯૮ મા મેં મારો પહેલો ટુંક નિબંધ "ગીબ્બનખોરનો દેજ" પુરાણું માસિક "જ્ઞાનવર્ધક" મા રજુ કરી એક લેખક તરીકેની કારકીર્દી શરૂ કરી જે આજ સુધી ઉલટભેર ચાલુ રાખી છે. શુક્ર, કે આજે તેને ૩૪ વર્ષ પુરાં થયાં છે.

## ૧૯૦૦ માં "જામે જમશેદ" માં લખાણની શરૂઆત.

૧૯૦૦ નાં નવેમ્બર માસમાં પ્રખ્યાત પારસી પાયોનીઅર "જામે જમશેદ" પત્રમાં "બોઅરોએ પોતાનાં સ્વતંત્રપણું માટે ચલાવેલી લડાઇઓ" એ બાબેનું ૧૦ કોલમનું લખાણ મેં તે વખતનાં અધીપતી મી૰ અરદેશર બી. પટેલના હાથ હેઠળ પ્રથમ રજુ કર્યું હતું. બીજે વર્ષે "મેલેરીયા અને તેનાં જંતુઓ" બાબેનો લેખ ઉપલાં પત્રમાં ૭ કોલમથી મેં લખ્યો હતો. ત્યાર પછી આજ સુધીનાં જામે જમશેદ સાથના સંબંધનાં ૩૨ વર્ષના લાંબા અરસામાં હું એ પત્રમા તરેહવાર બાબદો અનેક તખલ્લુસ હેઠળ સેંકડો કોલમોથી અવારનવાર લખતો રહ્યો છું.

છેલ્લાં સાત વર્ષ થયાં એ પત્ર માંહેલી મારી શનીવારની ચોક્કસ પખવાડીક કોલમો ઉલટભેર વંચાતી રહી છે.

## "સાંજ વર્તમાન" નો ૨૫ વર્ષનો લેખક.

આ ઉપરાંત પ્રસિદ્ધ "સાંજ વર્તમાન" નાં સ્પોરટીંગ-લેખક તરીકે છેલ્લાં ૨૫ વર્ષમાં મેં એ પનોતાં પત્રની સેંકડો કોલમો લખી છે.

મારી જીંદગીનાં છેલ્લાં ૩૪ વર્ષ કલમ, કાગળ અને ક્રીકેટ સાથે એ સંજોગ મુજબ કાંઇ અજબ નાતું ધરાવે છે જેને ખરેજ ખુશી થવા જોગ સેવા ગણું છું. આજનું આ પુસ્તક વાંચક વર્ગ સમક્ષ મેલતાં મને વીશેષ ખુશી ઉપજે છે. મારી વ્હાલી કોમને લગતાં પારસી કીર્તિનાં વીખુટા પડેલા ટુકડાને નાશ પામતાં બચાવી મેં બની શકતા અરજા આકારમાં જોડી

આ પુસ્તકમાં ભેગા કર્યા છે. અને એટલી કાળજી અને કોશેશથી મળી શકતા તરેહવાર ફોટોગ્રાફો રજુ કરી પુસ્તકને શણગાર્યું છે. ૧૮૮૬ અને ૧૮૮૮ માં ઈગ્લંડ ગયલી પારસી ટીમના બે પુરાણા ફોટોગ્રાફ વધુ ખર્ચે ખુદ ઈગ્લંડથી મંગાવ્યા છે. રૂઢા પારસી વાંચનારાઓને તે જરૂરજ ગમશે. ત્રણ દાયકા પછી આ પુસ્તક ખરેજ સોનાંને મુલનું થઇ પડશે.

## જુવાન ભાઇઓ માટેની જરૂરી બાબદ.

પારસી વીર નરોની કીર્તિનો પાઠ અને પ્રકાશ રજુ કરતું આ પુસ્તક વાંચનારા જુવાન ભાઇઓ માટે એક ઘણી જરૂરની બાબદ ઉપર પ્રથમ બોલતાં તેઓને મોગમમાં ચેતવણી આપવાની જરૂર છે કે "તમારી શક્તિની રક્ષા કરજો." તે સાચવવાનું ખાસ મન ઉપર લઇ તમારી ૨૫ વર્ષની વય સુધીમાં તમારૂં ચેતન બરબાદ ન જાય તેની ખાસ કાળજી લેજો. તેમ થવે સીંહ જેવું શુરાતન આવી શકશે; તેવી મરદાને મરદની શક્તિ ખીલી નીકળશે. યાદ રાખજો કે બ્રહ્મચર્યની બરબાદી ન કરતાં તેને સાચવશો તો જવાનો, તમે એવા જોરદાર, હિમ્મતે બહાદુર, અને શુરવીર થઇ શકશો કે તમારી કોમ ઉપર ચઢાઇ લઇ આવનારા ગમે એટલી સંખ્યાના મુદઇઓની સામે ટક્કર ઝીલી શકશો; તમો એક જવાન એક આખાં ઘરનુંજ નહિં, આખાં. એક કુટુંબનુંજ નહિં, પણ તમારા આખા એક મોહલ્લાનું રક્ષણ કરી શકશો. એકેક જણ પાંચને ભારી પડશો.

## પારસી બાપદાદાઓનો ૧૨૦૦ વર્ષ ઉપરનો બાંધો

તમારા બાપદાદા ૧૨૦૦ વર્ષ ઉપર જ્યારે હિંદમાં ઉતરી આવ્યા હતા ત્યારે તેમનાં લોહીયાર, બહાદુર, લડાયક દેખાવ અને પેશાનીથી, તેમનાં કઉવતમંદ બળથી જેમ આજે આપણે કાબુલીઓ અને સીસ્તાંનીઓનાં ટોળાં જોઇને ડરી જઇએ છીએ, તેમ હિંદનાં તે વેળાનાં લોકો બીહતાં હતાં. આજે તેવા જવાન્યાઓ બરપા કરવાની આપણી પુરાણી કીર્તિવંત કોમ માટે ખાસ જરૂર છે, માટે કસરત કીધાનું ફળ, ફીઝીકલ કલચરનું પરિણામ, બોયસ્કાઉટનું પ્રયોજન અને બટાલીયનું પ્રતીફળ તો એજ નીપજવું જોઇએ કે તમે મર્યાદા, વિવેક, પુખ્તપણું, ડીસીપ્લીન, શરીર અને કેરેકટરને સુંદર બનાવી શકો.

પારસી કીર્તિનો કોટ ચણવા અર્થે જોઇતી દીવાલ માટેની અકેકી પોલાદી ઈંટ તે ઉઘરતા શુરા જરથોસ્તી જવાનો, તમો પોતેજ છો. એ મગરૂરી અને ફરજ સદા ધ્યાનમાં રાખજો.

## પારસી કોમ માટે બે ચીજની ખુટ.

પારસી કોમ માટે હજી બે ચીજની ખુટ છે. એક તો શારીરીક કેળવણી તથા ખીલવણી ઉપરનું ભારોભાર ફોટોગ્રાફ સાથનું "ફીઝીકલ કલચર" ને લગતું "અપ-ટુ-ડેટ" ગુજરાતી ઈંગ્રેજી માસિક અને બીજો કુસાદે "અપ-ટુ-ડેટ" પારસી સ્વીમીંગ બાથ. કુમળી કળી જેવાં ઉઘરતાં કોમળ બાળકો નાનપણથીજ ઉમંગથી વાંચી તથા વિચારી ઘટિત સુચના ઉપર પ્રસંગોપાત સમયે અમલ કરી શકે એટલા માટે ગુજરાતી-ઈંગ્રેજી માસિકની વધુ જરૂર છે.

મોટી ઉમરે આપનામાં આવતી ફીઝીકલ-કલચરને લગતી કેળવણી અને અભ્યાસ માટે ભાગ્યે કારગત લાગી શકતો નથી.

આવાં એકપુરાં અને સંગીન તથા અતી ઉપયોગી માસિકને કોમી મદદની દીલસોજી અને ટેકાની બેશક અવશ્ય જરૂર છે.

પારસી કોમ માટેનાં એક અલાહેદાં સસ્તા દરનાં સ્વીમીંગ બાથની તાકીદની જરૂર કોઇ પણ ના પાડે તેમ નથી. આ ઉપયોગી, આશીરવાદ આપનારી અને શરીરમાં તાજું લોહી ભરપા કરનારૂં કીંમતી સાધન પારસી કોમની એક ઉપયોગી મીરાસ જેવું થઇ પડશે. ચાલુ સભાસદો ગયા પછી અમુક બે કલાકમાં માત્ર બે આનાની અમુક વખતની ફી લઇ દર પંદર મીનીટ તરવાની ખાસ પારસી નર-નારીઓ માટેની જોગવાઇ કરવે આવો બાથ વધુ આશીરવાદ આપનારો થઇ પડશે. તે જેમ બને એમ જલદીથી બંધાય એવું જોવા આપણે ખંતી છીએ.

કોઇ પરગજુ શ્રીમંત યા ધાર્મીક ખાતું આવો બાથ બંધાવી તે પારસી પંચાયત યા પારસી ફીઝીકલ કલચર લીગના કારોબાર હેઠળ મેલી પોતાનું નામ સદાનું અમર ન કરે?

## ફરજનું કરજ અને શોખની સેવા.

હાલનાં મોંઘવારીભરેલા સમયમાં સંખ્યાબંધ ફોટોગ્રાફ સાથે ઉંચા કાગળનું સુંદર પુસ્તક પ્રગટ કરવાનું કામ એ કાંઇ નાનો ખેલ નથી. આ બાબદમાં નહો મેળવવાનો લોભ યા ગણત્રી મુદ્દલજ ન રાખતાં શોખની સેવા અને ફરજનું કરજ બજાવવાનોજ મુળ હેતુ રાખવામાં આવ્યો છે.

મારાં પુસ્તકો લાયક પુરૂષોને તેઓની જાણ વીના યા અમુક નકલો ખરીદ કરવાની કાંઇ પણ પહણ વીના, અર્પણ કરવાનો મારો માનપુર્વક રીવાજ મેં પ્રથમથી છેવટ સુધી ચાલુ રાખ્યો છે. પ્રસિધ્ધ વીરલા ક્રીકેટ-કેપ્ટન ડા૦ મેહેલ્લાશાહ એરચજી પાવરીને મારૂં પુસ્તક અર્પણ કરવા ઉપરાંત મેં તેમના ઉપર તે પુસ્તકની પાચ નકલો ભેટ મોકલી હતી.

નામદાર જામ સાહેબને બીજું પુસ્તક અર્પણ કરતાં મેં તેઓ ઉપર ત્રણ પુસ્તકો ભેટ મોકલાવ્યાં હતાં.

પતીઆલાના નામદાર મહારાજાને ક્રીકેટનું ત્રીજું પુસ્તક અર્પણ કીધા બાદ મેં મી૦ જમશેદ આંટીઆની ક્રીકેટ ટીમ સાથે પતીઆલા જતે ત્યાંની ક્રીકેટ ટીમમાં પંદર નકલો-કર્નલ કેકી મીસ્ત્રી મારફતે ભેટ કરી હતી.

સર દોરાબ તાતાએ મારૂં ક્રીકેટનું પુસ્તક તેમણે, તેમની જાણ વીના અર્પણ કીધા બાદ તેઓ ઉપર તે ભેટ તરીકે મોકલતા એ બાબદથી અચંબો પામી મારા ઉપર તે બાબે લખી વદીક જણાવ્યું હતું.

ક્રીકેટની મારી ઉત્તમ "સ્કોર-બુક" ઇંગ્લંડની બાદશાહી કલબ 'મેરીલીબોર્ન' ને અર્પણ કરવાનો સંતોષ મને મલી ચુકયો છે.

પ્રસિદ્ધ ફોર્ટ એન્ડ પ્રોપ્રાયટરી હાઇ સ્કુલ તરફથી મારી ૨૦ વર્ષની ક્રીકેટસેવાનાં બદલામાં મારી નામરજી છતાં મને આગળ અત્યુચ્ચ ભેટ કરવામાં આવેલું રૂપાનું કપ મારા હાથ હેઠળ ક્રીકેટ શીખેલા જાણીતા ક્રીકેટર મી૦ હોમી જે. વછ્છફદારને-સ્કુલ ક્રીકેટ માંહેથી મોટી કાઉન્ટેંગ્યુલર મેચ રમવા અર્થે-મેં બીજે વર્ષે મારા તરફથી ભેટ કરી દીધું હતું.

આખા હિંદુસ્તાન માંહેલી પુરાણી પારસી ક્રીકેટ કલબ તરીકેનું અનુપમ માન ધરાવતી પ્રસિદ્ધ યંગ ઝોરાસ્ટ્રીયન ક્રીકેટ કલબે ઑલબ્લેસ બાગમાં જાણીતા કોમી ખેરખાહ અને શેર દલાલ મી૦ માણેકજી પેસ્તનજી ભરૂચાનાં પ્રમુખપણાં હેઠળ ઉજવેલી "ગોલ્ડન-જ્યુબીલી" નાં પ્રસંગે એ કલબ તરફની મારી નાચીજ સેવાની કદરસનાશીમાં મને રૂ. ૬૦ નો સોનાનો ચાંદ આપવાની કમીટીએ ભારે બહોંશ કરવા છતાં તે નવાજેશ મારા નિયમ મુજબ ન સ્વીકારતાં મારી તે ભેટ કલબના બીજા તે વખતના ક્રીકેટરને મેં કમીટી તરફથી ખાસ અપાવી દીધી હતી.

મી૦ બેરામજી સુરતીવાલી લીબરલ ક્રીકેટ કલબની "સીલવર જ્યુબીલી" નાં પ્રસંગે એ કલબ માંહેલી મારી ૧૦ વર્ષની ચાલુ કેપટનસીની કદર કરી મને ભેટ કરવામાં આવેલું ક્રીકેટ બેટ (મરહુમ) મી૦ રૂસ્તમ દી. વસઇગરાને મેં તેજ સાંજે ભેટ આપ્યું હતું.

રાંદેર ઇસ્લામ જીમખાનાની "વેરફંડ" ને લગતી યંગ ઝોરાસ્ટ્રીયન ક્રીકેટ કલબ સાથની મેચ છેક છેલ્લી ઘડીએ બંધ પડવે રાંદેરથી પરશીયન ક્રીકેટ કલબના કેપટન ભાઇ ડોસાભાઇ રૂસ્તમજી વલસાડા સાથે મુંબઇ આવી માત્ર એક રાતમાં આખી રાત ધરેધર જઇ ૧૧ રમનારાઓ ભેગા કરી બીજી રાત્રે મારી ટીમને હું સુરત લઇ જઇ એ દીવસની મેચ રમવે રાંદેરવાસીઓ બહુ આભારી બનવે તેઓ મને સોનાનો ચાંદ આપવાની ગોઠવણમાં હતા પણ મેં તે બાબે અભાવ દેખાડવે અને એક સુધાન ક્રીકેટરની ફરજથી વેગળો જવા ના પાડવે, છેવટે તેઓ તરફની હાર-તોરાની ભેટ સ્વીકારવાની મને ફરજ પડી હતી.

રાંદેરના જાણીતા કાઉન્ટેંગ્યુલર-પ્લેઅરો ભાઇ એ૦ યુ૦ બોટાવાલા, દીના શેખ, મુરાદ તથા ઇબ્રાહીમભાઇ એ બનાવ આજે પણ આભાર સહીત યાદ કરતા રહ્યા છે.

૧૯૨૪માં યંગ ઝોરાસ્ટ્રીયન ક્રીકેટ કલબ તરફથી જ્યુબીલી કપ મેચમાં "કેપટનસી" લઇ ૯૦ રનમાં ૧૧ વીકેટ ઉરાડી કલબને કપ જીતાડવા અર્થે પ્રમુખ મી. માણેકજી પી. ભરૂચાએ એક ક્રીકેટ બેટ ભેટ આપવાની-તેવણનાં રૂડા નીયમ મુજબ-મને ઑફર કરી હતી જે મેં ઉપકાર સહિત ના પાડવે ઉપલા ભાઇનાં મારાં તરફનાં રૂડા અભિપ્રાયમાં ઓર ઉમેરો થવાનો સંતોષ હું જોઇ તથા જાણી શકયો હતો.

આ સઘળી મારે લગતી બાબદની ખાશ ખાનગી નોંધ આ સમયે ટક મળતાં આ પુસ્તકનાં દીબાચામાં વીગતવાર રજુ કરવાનું માત્ર મને એકજ કારણ રહે છે અને તે એ કે છેલ્લાં ૩૩ વર્ષની મારી એક "ક્રીકેટ" "તથા લેખક" તરીકેની કારકીર્દીમાં મેં **સ્વાર્થને બદલે સેવા** કરવાનોજ મુદ્રાલેખ જારી રાખ્યો છે કે જે આગલા દીવસોની આજે અત્રે સહેજ યાદ કરતાં મને તે બાબે ખરા મનનો ભારે સંતોષ ઉત્પન્ન થાય છે. અલબત્તા હવે પૂછીનો પણ મારો નિયમ તેવોજ ચાલુ રહેશે એમ અત્રે ધારો પાડી જણાવવાની વિશેષ જરૂર નથી.

## દુન્યાનાં રેકોર્ડની ભેગી નોંધ.

પારસી જવાન્યાઓનાં તારીફ લાયક રેકોર્ડ સાથે બીજી અનેક બાબદોમાં દુન્યાનાં કીર્તિવંત રેકોર્ડની વીગતવાર અને સત્તાધારી નોંધ ભારે શ્રમથી ભેગી કરી સાથે સાથે રજુ કરી છે. પારસી કોમનો વીગતવાર પ્રયાસ દુન્યાનાં આગલ ધસતા જતા રાહ સાથે સરખાવતાં નહીં જેવો છે જ્યાં પણ તે ખીલવણી અને વધારો કેટલાં પ્રમાણમાં થયો છે તે જોવા-જાણવાનું એથી સહેલમાં બની આવશે. આ કોમી કીર્તિની બની શકતી નોંધ રજુ કરતાં હીંદનાં પહેલવહેલાં યાદગાર પુસ્તકને ગમે તો **હીંદનું પારસી શાહનામું** કહો યાતો તેને **હીંદના પારસી પહેલવાનનામાંને** નામે ઓળખો. ગમે એમ કહો છતાં તે થોડાંક પ્રમાણમાં કેવળ વાજબી ગણાશે. મારી યથા શક્તિ મુજબની મળી શકતી બનતી નોંધ ભારે કાળજી સહિત મેં રજુ કરી છે. બીજાઓ તેમાં ઉમેરો કરે એમ હું ઇચ્છું છું.

### પારસી કોમની એક મગરૂરી—મુંબઇનાં માજી શેરીફ મી૦ મરઝબાનનાં ઉદગારો.

મરહુમ મી૰ જહાંગીર બી૰ મરઝબાનની ખંડાળા ખાતેની સેનટરીયમનો પાયો નાંખતા રવીવાર તા૰ ૩જી મે ૧૯૩૧નાં દીવસે "જામે"નાં તંત્રી અને મુંબઇનાં માજી શેરીફ મી૰ ફીરોજશાહ જે૰ મરઝબાને મુંબઇનાં પારસીઓ બાબેની જે જાહોજલાલી કહી સંભળાવી હતી તે ખીનાં દરેક સુધા પારસીને માટે મગરૂર કરનારી તેમજ ખુશાલીભરેલી બાબદ છે. મી૰ મરઝબાનનું નીચલું રંગીલું જાણવાજોગ ભાષણ જે બુધવાર તા૰ ૬ઠી મે ૧૯૩૧નાં "જામે-જમશેદ"માં રજુ થયું છે તે પારસીઓને મોજ અને સંતોષ સહિત વાંચવું જરૂરનું છે.

"અહીં પારસી કોમનાં ભવીષ્ય માટે અને પારસીઓ પોતાની "ઇનડીવીડયુઆલીટી" હવે પછી જાળવી રાખી શકશે કે, તે બાબે ચીંતા દેખાડવામાં આવી છે, પણ હું કહું છું કે જ્યાં વેર કાલી રેડીમની જેવા બહાદુર બેટાઓ કોમમાં છે, ત્યાંસુધી પારસી "ઇન્ડીવીડયુઆલીટી" કદીબી નીકળી નહી જશે. (જોશભર તાલીઓ). આપણી કોમની "ઇન્ડીવીડયુઆલીટી" કેટલી હદ સુધી હજી રહી છે તે સવાલની ઉપર તમે કોઇબી વખત વીચાર કીધો છે? તમેજ જુવો કે હમણાનાં મોટા રાજદ્વારી ઉહલપાહલનાં વખતમાંબી મુંબઇની સરકારનો એક પ્રધાન પારસી છે- મ્યુનીસીપલ કારપોરેશનનો પ્રેસીડન્ટ એક પારસી છે- મુંબઇનો શેરીફ એક પારસી છે-સ્ટેનડીંગ કમીટીનો ચેરમેન એક પારસી છે-ઓનરરી પ્રેસીડંનસી માજીસ્ટ્રેટોનો પ્રમુખ એક પારસી છે-હાઇ કોર્ટનાં બબ્બે જજો પારસી છે-એડવોકેટ જેનરલ એક પારસી છે-ચીફ પ્રેસીડંનસી મેજીસ્ટ્રેટ એક પારસી છે-મ્યુનીસીપલ કમીશનર એક પારસી છે! બાનુઓ અને ગ્રહસ્થો, આટલું બોલવું કદાપી તમુને અભીમાનભર્યું લાગશે; પણ જ્યારે કોમની ઇનડીવીડયુઆલીટીનું ખોટું મારા મ્હોમાં મેલવામાં આવ્યું છે તો હવે હું એકવાર બરાબરજ ચાવીને જે કહેવાનું છે તે કહી દઇશ! ઇનકમટેક્ષ કમીશનર એક પારસી છે-ઓરીએંયલ એસાઇની પારસી છે-મીલ ઓનર્સ એસોસીએશનનાં ચેરમેન પારસી છે-ઇનડીયન એકાઉનટંટોનાં પ્રમુખ પારસી છે-શેર બ્રોકર એસોસીએશનનાં પ્રમુખ પારસી છે-કારપોરેશનની પ્રોગ્રેસીવ પારટીનો ચેરમેન પારસી છે-અરે ખુદ, નેશનાલીસ્ટ પારટીનો વડોબી એક પારસીજ છે (હસાહસ અને તાલીઓ). ગઇ રાતેજ મારા અઝીઝ

મીત્ર મી૰ ડી. કાવસજીની પરોણાગત ચાખતી વખતે ડીનર ઉપર જેમ કહેવામાં આવ્યું હતું, તેમ મુંબઇના સઉથી ધોરી રસ્તા—હોરનબી રોડ—ઉપરથી પસાર થતાં બોરીબંદર આગળ ત્રણ ત્રણ નામાંકીત પારસીઓનાં પુતળાંઓ સરવેનું ખાસ ધ્યાન ખેંચે છે. પહેલું પુતળું સર દીનશાહ પીટીટ જેવા મહાન પુરૂષનું-બીજું મી૰ જમશેદજી તાતા જેવા મહાન ઇનડસ્ત્રીયાલીસ્ટનું અને ત્રીજું સર ફીરોજશાહ મહેતા જેવા મહાન રાજદ્વારીનું બાવલું છે. તો પછી હું પુછવા માંગું છ કે મારો ભલો મીત્ર કાલી રેડીમની પારસી કોમની ભવીષ્યમાં "ઇનડીવીડ્યુઆલીટી" જળવાઇ રહેવા માટે આટલો બધો શાનો બીહેછ!"

### અચ્છી કહી; ભલી કહી; પીજામભાઇ.

ભાઇ પીજામે કેળવણી અને લાયકાત સાથે શહેરી ઓધેદારો તરીકેની કીર્તિવંત સેવા બજાવવામાં જાણીતા અને નેકનામી મેળવી ચુકેલા આગલા તથા હાલના કીર્તિવંત પારસી નરોનું એક અચ્છું ટડપી સરવાયું રજુ કરવાનો સંતોષ જાહેર કર્યો છે. બીજા વધુ દાખલા માંહે શારિરીક બળ, તંદરોસ્તી, શુરવીરતા અને દ્રઢતાથી દેશ-પ્રદેશમા નામના મેળવી ચુંકેલા આગલા તથા હાલના પારસી વીર નરોનો એક જાણવાજોગ સંગ્રહ તેટલાજ સંતોષ વચ્ચે હું આ પુસ્તકમાં રજુ કરૂં છું જે સામટુ કીર્તિવંત સરવાયું હાલની ઓલાદ માટે એક મગરૂરી લેવા જોગ બનાવ અને આવની ઓલાદ માટે નકલ કરવા જોગ અને બોધ આપનારા પાઠ તરીકે આંખો સામે તંતણખાર ઉભું રહેશે.

### પોલાદી પહેલવાની! મુક્કો.

૩૯, પુ૯, પહેલવાન પુરૂષનો આય પોલાદી પંજો, રાતા-માતા બે રાક્ષસી અને વીકરાળ ઘોડાઓની મસ્તીનો મરડાટ તોડતો જેમ મગરૂરી-ભરેલી મોજ ભોગવતો લોકોની સાબાશી વચ્ચે સંતોષ સહીત ઓરતવાર ખડો રહયો છે તેજ મુજબ ઉછરતા પ્રીય જવાન, તું પણ તેવીજ મગરૂરીભરેલું પહેલવાની બળ બેતકરાર મેળવવાનો સંતોષ મેળવી શકે એમ છે. તે માટે નીતિ-રીતિનાં મક્કમ પાયાથી ધર્મના કાનુનસર સદગુણને માર્ગે ચાલી, દુશ્મન અને દાજખી દારૂનો બહિ-ષ્કાર કરી, શરીર માંહેલાં વીજળીક શક્તિ આપતાં અમુલ્ય રત્ન વીર્યને, આંધળા, ઝનુન અને હવસી જુસ્સાથી ઉશ્કેરાઇ ગાફેલ બની બરબાદ ન કરતાં તેને બચાવી રાખી, શારિરીક કસરત અને સાદા ખોરાક-માં સુખ, આનંદ અને આશીર્વાદ માની, શાદી, સંતોષી અને આબાદી જીંદગી



ભોગવવે તું પણ ઉપર મુજબનો તારો પોતાનો પહેલવાની પોલાદી મુક્કો જરૂરજ બનાવી શકશે.

ઉઠ! સાવધ થા; નિરાશી છોડી ગઇ ગુજરી ભુલી આજથી ઉપર મુજબની નવી જીંદગી શરૂ કર અને તેનું ઉમદા અને કીંમતી ફળ મેળવવાને ઉલટમંદ રહી છેવટે જોઇ લે કે "મન મારવાની કળા" ન્યારીજ છે અને ખુશાલી તથા મગરૂરીભરેલી ફતેહ તારીજ છે.

### ઉછરતા પ્રીય જવાન—તને એક સહેજ નમ્ર સુચના.

પારસી કોમની ફાલ્લેબંદીમાં ભવિષ્યનો સાથ ધરાવતા પ્રીય જવાન, વિચારો શુધ્ધ કરી તારા પોતાનાં તેમજ તને આંગળીએ ચીટકાવી સાથે ફરતા ટુંક વારનાં તારા કહેવાતા મીત્રોનાં હવસી જુસ્સા ઉપર કાબુ રાખતાં શીખશે તો ઉપર જણાવેલા પોલાદી રસ્તાએ જતાં તને માર્ગમાં કસી વાતની સહેજ પણ અડચણ નડશે નહીં. એ માટે એક તબિબની નીચલી કીમતી સુચના ચોંપથી ધ્યાનમાં રાખી "વિચારોની શુધ્ધી" બાબે નીરંતર સાવધ રહેજે.

## SEXUAL DREAMS

Youngmen have often been found to exclaim that, in spite of their attempts at self control during their waking hours, they are tormented by sexual dreams. They wonder from where these dreams emerge. There come during their sleep the most righteous phantasies of which they had no thought in the day time.

Is it really so ? Are not the dreams governed by fixed laws of cause and effect ?

A little psycho-analysis of yourself will supply the answer to this question.

During our working hours in the day such a medley of sensations and impressions reaches our brain that the individual presence of every one of these does not strike our consciousness. Some of *these impressions, which are only of temporary interst, are no* doubt, passed on to oblivion but the remaining find their seat in the subconscious mind and these are especially our wish-ideas.

In our sleeping hours, when new impressions are not reaching the brain and when cerebral mind activity is at rest, the subconscious mind begins to investigate one after the other the different impressions received by it during the day. First of all the chain of thoughts moves tolerably well and in a regular manner but,

because the control of our consciousness and the influence of the reality around us is absent during sleep, we gradually drift into a chain of phantasies which take lofty flights far removed from the reality. But these fantasies are all the same the development of the impressions conveyed by us to our subconscious brain during the waking hours of our life.

Thus, instead of saying that dreams excite you sexually in your sleep, say on the contrary that your sexuality finds its expression in your dreams. **And, instead of worrying about them, analyse your thoughts and modify the undesirable ones.**

લી૰ હુવાગો

પેશાજી નશરવાનજી પોલીશવાલા

માર્ચ, ૧૯૩૨.



[illegible] ના લસચાવો ભાળીને,
[illegible] ના ફેસાં ચાલીને,

## છેવટનાં આશીષ!

આવતાં ૫૦ વર્ષ પછીની ૧૯૮૨ ની પનોતી પારસી અંજુમનનાં માનવંત મુરંબ્બીઓ તમારી ઉપર, ઇશ્વરનાં આશીષ ઉતરો. ભવીષ્યની કોમી સાહબરીમાં તમે વધુ ફતેહમંદ નીવડી આગલા અકાબરોનાં અશો રૂહને શાદમાન કરો.

ઉપરનાં ગાય-ગુલાબ બાળકો તમને પ્રેમાળ હૈંયે અંતઃકરણની દુઆ દેતાં હાલની અંજુમનનો ટુંક અવાજ તમારે માટે બસ એટલોજ છે કે:—





ફેડો જો આંબીગામ, ઉકળે તપાસીને,
ઉભા છે સેંકડો જમ, ડાચાં વકાસીને,

પ્રકરણ ૨ જું.

# PARSI SOLDIERS.

## A FORGOTTEN HERO.

Unfortunately the name and fame of the first Parsi who fought and died for the King of England have been forgotten, although his brave achievements and meritorious services still figure in the musty record of the Political Department of the Bombay Secretariat.

This individual was a Parsi of Surat named Dhunjishah Burjorji, father of the famous Kotval Ardeshir Dhunjishah. Dhunjishah came of a family which at the dawn of the eighteenth century received the titles of Neksatkhan, Behremankhan and Taleyarkhan from the *Moghul Emperor of Delhi. Its founder, Sorabji Kavasji, was of* great service to the English when they obtained command of the Surat Castle and the post of the Mogul Admiral ( Gazeteer Gujrat Parsis p. *15* ) Dhunjishah was a descendant of the elder son of Sorabji Kavasji and belonged to the most senior branch of the family. The members of the distinguished Taleyarkhan family of the present generation are descended from the second son of the founder of the family. Our eminent counsel Mr. F. S. Taleyarkhan and the retired District Judge of Surat Mr. P. J. Taleyarkhan are of the same stock.

On 13th May 1800 when the Hon'ble East India Company took Surat from the Nawab, Dhunjishah was appointed Native Agent for the State of Sachin, Bansda, Mandvi and Dharampore. On 17th January 1810, a Mahomedan fanatic called Abdul Rehman raised a revolt in Mandvi, and sent a message to Nathan Crow, the chief of of the British factory, to accept the religion of Islam or to vacate

the city of Surat. Mr. Crow immediately resolved to invest the mosque where Abdul Rehman had taken up his quarters and this he proceeded to do with a troop of dragoons. Dhunjishah accompanied the force in his capacity of native agent. The Dragoons arrived about daylight at Bodhan (a town belonging to Mandvi Principality). Dhunjishah was amongst the first to cross the river and to call upon the fakir to surrender himself without a resistance. The Mahomedan was obdurate and Dhunjishah was killed in the attempt together with the Raja's vakil and some others near him. The Government of Bombay bestowed upon his widow a pension of Rs. 3,000 (three thousand) per annum "to maintain the dignity and appearance of his House." (Brigg's Cities of Gujrashtra p. 119 to 120.)

It is to be noted that the interference of the British with the affairs of the Mandvi was mainly due to the zeal of Dhunjishah which, while costing him his life, secured to the British Government an annual tribute of Rs. 60,000. This tribute formed the basis of the claim of the British Government to the Mandvi State, resulting eventually in the lapsing of that State to the Crown under Act X of 1848. Dhunjishah left behind him two sons, Phirozshah and Ardeshir, who greatly distinguished themselves in the history of the Parsis of Surat, and their names are still remembered with affectionate pride both by the Government and the people of Gujrat.

(The Times of India, November 21, 1930.)

## અરદેશર કોટવાલ.

(ધનજીશાહનાં પુત્ર અરદેશર કોટવાલ જેમને સુરત શહેરના કોટવાલ નેમવામાં આવ્યા હતા તેમની બાલ, લુટારા અને ચાંચીઆઓનો દોર તોડવાની કીર્તીવંત બહાદુરીની જાણવાજોગ અને જાળવી રાખવાજોગ નોંધ આ લખનારે ૧૯૨૫ માં પ્રગટ કરેલાં "હિંદના પનોતા પારસી પેહેલવાનો" નાં પુસ્તકમાં રજુ થઇ છે.)

# આરમીસટીસ–ડે–૧૯૩૦.



## પારસી વોર મેમોરિયલ આગલ થયલી "લાસ્ટ પોસ્ટ" ની ગંભીર ક્રીયા.

કર્નલ મેકલાઉડે પારસીઓને આપેલી કોમ્પલીમેન્ટ.



ગઇ મહાન લડાઇમાં માર્યા ગયલા ૫૦ થી વધુ જરથોસ્તી જવાનોની પવિત્ર યાદમાં તા૦ ૧૧ મી નવેમ્બર ૧૯૩૦ ને દીને "આરમીસટીસ-ડે" ને પ્રસંગે સાંજે સાડાચાર કલાકે હ્યુઝ રોડ ઉપર આવેલા પારસી મેમોરીયલ આગળની પારસી ઇરાનીઓની ધર્મશાળાનાં હોલમા જશનની પવીત્ર ક્રીયા ઇસ્તુરજી સાહેબ ડો૦ દારબ પે. સંજાણા બી. એ. ની આગેવાની હેઠળ કરવામાં આવી હતી. તે પુરી થયા બાદ વોર મેમોરીયલ નજદીક ચોગાનમાં ઉપર રજુ કરેલા ફોટોગ્રાફ મુજબ "લાસ્ટ પોસ્ટ" ની દમામદાર લશ્કરી ક્રીયા માટે એક ગંભીર મીજલસ મળી હતી જેનું પ્રમુખપદ બોમ્બે ડીસ્ટ્રીકટનાં જેનરલ ઓફીસર કમાન્ડીગ મેજર જનરલ સી. એ. વેર લેનાર હતા, પણ તેવણને "ટુર" ઉપર એકાએક જવું પડવાથી પ્રમુખપદ એમ્બાર-કેશન કમાન્ડંટ કર્નલ મેકલાઉડે લીધું હતું. આ વખતે દર વર્ષ કરતા મેળાવડો ઘણોજ ભભકાભર્યો હતો અને પારસી નર નારીઓએ પણ ઘણી મોટી સંખ્યામાં પોતાની હાજરી આપી હતી.

હાજર રહેલાઓમાં ફ્રેન્ચ કોન્સલ, જાપાનીસ કોન્સલ, સ્પેનના કોન્સલ, રોમાન્યાના કોન્સલ વગેરે હતા.

શરૂઆતમાં દસ્તુરજી ડૉ૦ દારાબ પેશોતન સંજાણા (જેઓનુ હાલ ગુજર પામ્યા છે) એ મરનાર જરથોસ્તી વીરલાઓનાં આત્માની શાંતી માટે અવસ્તામાં આફ્રીનગાન ભણી મીજલસ સામે ઉભા રહી બંદગી કીધી હતી.

## ૫૦ કરતાં વધુ પારસી જવાનોનો ભોગ.

એ બાદ દસ્તુરજી દારાબ તરફથી કેપ્ટન સોરાબજી બામજીએ કેટલુંક વીવેચન વાંચી સંભળાવ્યું હતું જેમાં વધુમાં તેમણે જણાવ્યું હતું કે:—

દીનદાર જરથોસ્તી આદમીનું મરણ એ તેની હસ્તીનું છેવટ નથી એમ જરથોસ્તી દીનનાં પુસ્તકો આપણને ખુલ્લું શીખવે છે. યુરોપની મોટી લડાઇમાં જે પારસી જવાનોએ છુટાપણાંની લડતમાં પોતાના જાન ફીદા કીધા હતા અને જેઓની યાદગારી જાળવી રાખવા સારૂ આએ સ્થંભ ઉભો કીધેલો છે, તેઓ જો કે આએ દુન્યાથી ગુજરી ગયા છે તોપણ તેઓ તદન મરણ પામ્યા નથી, અને તેઓનાં રવાનો મીનોઇ જેહાનમાં હમેશગીનું સુખ અને શાંતી ભોગવે છે. તેઓના જેવું આએ દુન્યાથી કીર્તિ સાથે ગુજરવું ઘણા દોલતમંદોની સરજતમાંથી હોતું નથી. યુરોપની એ બ્રીટીશ રાજ તાજનાં છુટાપણાંને જાળવનારી લડાઇમાં **પચાસથી વધુ પારસી જરથોસ્તીઓએ પોતાનાં દેશ અને શાહનશાહતની સેવા બજાવતાં પોતાનો પ્યારો જાન પારસી કોમની નામના વધારવા ખોયો હતો;** ખુદ જંગભુમી ઉપર જેઓ માર્યા ગયા હતા, તેઓમાં મુખ્ય મરહુમ લેફ્ટેનંટ દોરાબ રૂસ્તમજી ખરાસ, મરહુમ લેફ્ટેનંટ મહેરવાન પટેલ અને કેપ્ટન કયેખોસરો કન્ત્રાકટર હતા. મરહુમ ખરાસ ઘાયલ થયેલા સીપાહીને બચાવવા જતાં તોપના ગોળાથી જખમી થઇ મરણ પામ્યો હતો. મરહુમ પટેલ અને મરહુમ કન્ત્રાકટર બીજાઓને બચાવવા જતાં ઠાર થયા હતા.

યુરોપની લડાઇમાં માર્યા ગયલા પારસી જવાનોએ પોતાનાં હીંદ દેશ અને બ્રીટીશ શાહનશાહ તરફની વફાદારી અને દેશહીતકારીપણું કુલ દુન્યાને દેખાડયું છે, જે જરથોસ્તી કીર્તિ દુન્યામાં જાહેર કરનારો બનાવ છે. એ જવાનોનાં મરણથી જુદાગી ભોગવનારાં તેઓનાં માબાપો, મહેરદારો, ફરઝંદો, ભાઇઓ, બહેનો, ખેશ ખાવંદોને ગમગીની અને દુઃખ ખમવાં પડયાં હશે, અને હાલમાંબી તેઓ ખમતાં હશે, તેમાં કેટલાંકોને પોતાનાં પોષણ માટેની મુશ્કેલીઓ હજી ખમવી પડતી હશે, પણ જે હમેશનું યાદગાર માન તે મરનારોને આ જાહેર સ્થંભ ઉભો થવાથી મળ્યું છે, અને જેઓની યાદ કરવા જરથોસ્તી જશનની પવીત્ર ક્રીયા થઇ છે, અને આજની સભાએ તેમજ મીલીટરી કમાન્ડીંગ ઓફીસરોએ પોતાની બરદાસ્ત સાથ હાજર રહી જે લાયક લાગણી દેખાડી છે, તે ઉપરથી તે હયાત ખેશીઓને પોતાનાં દુઃખમાં મોટો દીલાસો અને સંતોષ મલશે કે આવું અતી મોટું અનુપમ માન બેરોનેટો અને કરોડપતીઓને તેઓનાં મરણ પછી મળતું નથી.

એ સઘળા બહાદુર જરથોસ્તીઓના બાગમાં અશો અહુરમઝદની હજુરમાં સર નમાવી આપણે દોઆ ગુજારીશું કે તેઓ મીનોઇ જેહાનમાં પોતાનાં નેક કામોનો બદલો પુરતાં મીનોઇ સુખ અને શાંતીમાં મેળવે અને પારસી જરથોસ્તી કોમની કીર્તિ, આબાદી અને ફતેહ માટે ભલાં આશીર્વાદ દેતાં રહે! આમીન!

## મેજર સ્યાવક્ષ પેમાસ્તરનું વિવેચન

મેજર સ્યાવક્ષ પેમાસ્તરે વિવેચન કરતાં જણાવ્યું કે જેનરલ ઓફીસર કમાન્ડીંગ, બોમ્બે ડીસ્ટ્રીકટ, "એલાઇડ પ્રજાઓના પ્રતીનીધીઓ, બાનુઓ અને ગ્રહસ્થો, દુન્યાની મહાન લડાઇનાં પારસી કોમરેડો તરફથી અને પારસી કોમ તરફથી મીત્ર રાજ્યોનાં પ્રતીનીધીઓ, કર્નલ મેકલાઉડ તમારી હાજરીથી અને દીલસોજીથી અમારી આજની સાંજની ગંભીર ફરજમાં ઘણી મોટી મદદ મળી છે. વફાદારી અને નીમકહલાલી એ અમારા ધર્મનું ફરમાન છે. સંજાણની મોટી ઐતીહાસીક ત્રેજીડીમાં અમારા વડવાઓએ પોતાની જીંદગી અર્પણ કીધી હતી અને જાદવ રાણાને આપેલું વચન છેલ્લામાં છેલ્લા માણસ સુધી પાળવામાં આવ્યું હતું.

૧૯૧૪ ના સાલનાં બારીક દીવસો વખતે શહેનશાહત તરફથી વાવટા હેઠળ ભેગા થવા માટે ખુશીથી અને વગર શરતે પારસી વીરલાઓ પોતાની ફરજ બજાવવા બાહેર પડી તેઓ કોમીસરીયેટમાં કલાર્ક તરીકે; ટેલીગ્રાફમા અને બીજાં ખાતાંઓમાં, હોસ્પીટલોમાં કલાર્કો તરીકે સ્ટોરકીપરો તરીકે તથા બીજા દરેક વીભાગમાં જોડાયા હતા. ઘણોકોએ જુદાં જુદાં લડાઇનાં "ડીસ્ટીંક્શનો" અને "ડેકોરેશનો" મેળવ્યાં છે. દુશ્મનોની મોટી સંખ્યા વચ્ચે ઘણાંક બહાદુરીનાં કામો કરવાના દાખલા બાહેર આવ્યા છે, ઘણાકોએ ઘાયલ થવા છતાં પોતાની ફરજ ઉપરથી હઠવાની ના પાડી હતી અને અનેકોએ પોતાનો પ્યારો જાન અર્પણ કરી કીર્તિવંત મહોન મેળવનારાઓનાં રોલમાં હમેશગીની જગ્યા મેળવી છે. આ સાદો વગર દોરદમામનો હીસ્સો પારસીઓએ લડાઇમાં આપ્યો છે તે બીજી મોટી પ્રજાઓની લાખોની વસ્તી સાથે સરખાવતાં ઘણો નાનો માલમ પડશે, પણ આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે પારસીઓની વસ્તી માટીડાઓ, બઇરાંઓ અને છોકરાંઓ સાથે લેતાં ભાગ્યે નેવું હજારની છે કે જેનો મુખ્ય ભાગ મુંબઇની અંદર વસેલો છે. આવી બીજી મેળાપવાળી બીજી કોઇબી કોમ આવી ઉમદા સેવાઓનો અને ઉત્તમ ભોગોનો રેકોર્ડ કરી બતાવને નહીં.

હવે એવી આશા રાખવામાં આવે છે કે રાજ્ય તરફની અમારી નાચીજ અને માનવંત ઓફરીંગ આ મગરૂબીભર્યું કીર્તિવંત મહોન મેળવનારાઓનું મહોત, કે જે અમારાં પોતાનાં લોહી અને માંસમાંથી ઉત્પન્ન કર્યું હતું તે હીંદના પારસીઓ અને ગ્રેટબ્રીટન વચ્ચે નહીં તુટી શકે એવું અરસપરસનું જોડાણ ભવીષ્યમાં જાળવી રાખશે. આપણને તેઓનાં મરણથી જે ખોટ ગઇ છે તે આપણા આત્માઓમાં ધીરજથી જાળવી રાખ્યે અને આશા રાખીશું કે આપણા કોમરેડો કાંઇ ફોકટમાં મરણ પામ્યા નથી,

હવે અમો અમારા કીર્તિવંત કોમભાઈઓની યાદગારીમાં ઉભા કરવામાં આવેલા સ્થંભ આગળ તેઓને જે તરફથી માન અને ફુલોનો નીસાર કરવા માંગે છીએ તેમાં તમોને સામેલ થવાનું આમંત્રણ કર્યું છીએ. કીર્તિ તેઓની છે. હમેશગીની આરામગાહ અને શાંતી તેઓને મળો!

## કર્નલ મેકલાઉડનું ભાષણ.

મેજર પેમાસ્તરનાં વીવેચન પછી કર્નલ મેકલાઉડે બોલતાં જણાવ્યું કે મેજર જેનરલ વેર આજે ઓફીશ્યલ ટુર ઉપર જવાથી એઓણ અત્રે આવી શકયા નથી તે માટે તેઓ ઘણાજ દલગીર છે અને મને પણ દલગીરી લાગે છે કે તેઓની જગ્યા હું પુરી શકીશ કે નહીં. આજની સાંહજનાં મેળાવડાનું પ્રમુખપદ લેવા માટે હું પોતાને એક મોટું માન મળેલું ગણું છું કે જે લડાઈમા માર્યાં ગયલા વીર નરો તરફની એક ઘણીજ ગંભીર અને મગરૂબીભરી ફરજ બજાવવાની છે. બહાદુર પારસી કોમભાઈઓ તરફ ગરમ દીલસોજી યાને ઉંડી લાગણી બતાવવાની તમોએ અમને જે તક આપી છે તે માટે હું તમારો ઉપકાર માનું છું.

શ્રીટીશ શહેનશાહત પોતાના નમુનેદાર બેટાઓએ ફરજના યજ્ઞકુંડ (ઓલટર) ઉપર પોતાના રાજા અને દેશ માટે જે ભોગ આપ્યો છે તેની નહીં પુરાઈ શકાય એવી ખોટ માટે દલગીર છે. પ્રાચીન કીર્તિવંત તવારીખનાં અને ખોઈલાં મોટાં રાજ્યનાં તમો પારસીઓ, આગલી માનવંત નીતીરીતીનાં હાલનાં પાસબાનો દુન્યાની મહાન લડાઈમાં માર્યા ગયલા તમારા માનવંત બેટાઓને માન આપવા માટે આજ રોજે ભેગા મળ્યા છીએ.

આ એક એવો મહાન રેકોર્ડ છે કે જે તમો પારસીઓએ હમેશાં ઘણી મગરૂરીથી રોખી રાખવો જોઈશે. દુન્યામાં એક સઉથી નાની યાને નગણી કોમ કે જેની કુલ્લે સંખ્યા બઈરાં, માટીડા અને છોકરાંઓ સાથે આશરે ૯૦ હજારની હશે તેની તરફથી આ એક ઘણું મોટું કાર્ય કરેલું કહેવાય. તમારી કોમે લડાઈમાં જેટલા માનવંત ભોગ આપ્યા છે તેની પચાસની ટીપ લાખોની બીજી કોમોની સરખામણીમાં બાહેરથી નાની લાગે પણ તમો પારસીઓ માટે તો તે ઘણો માનવંત ભોગ કહેવાય.

તમારૂં આહલસીકપણું, તમારી દોલત, તમારી મોટી ધર્માદા સંસ્થાઓ, તમારી નાતજાતના ભેદ વગરની સખાવતોએ દુન્યામાં તમુને આગળ પાડયા છે. નામદાર શહેનશાહ તરફની અને બ્રીટીશ તાજ તરફની તમારી વફાદારી અને નીમકહલાલી કહેવતરૂપ છે. તમારો પુરાણો જરથોસ્તી ધર્મ બંધારણપુર્વક સત્તા તરફ વફાદાર અને નીમકહલાલ રહેવાને કહે છે. તમારો કીર્તિવંત ઇતીહાસ વફાદારીનાં કાર્યોથી ભરપુર છે. લડાઈમાં માર્યા ગયલાઓની માનવંત ટીપ તમોએ શહેનશાહ તરફ અને દેશ તરફ શું કીધું તેની હમેશાં યાદ આપતી રહેશે. મારી ખાત્રી છે કે તમારી ભવિષ્યની ઓલાદને આ એક પ્રેરણા જેવું થઈ પડશે અને તેઓને દેશની સેવામાં રોકી રાખશે.

મરનારોને આપવામાં આવેલું આવું માન તમારી કોમની ભવિષ્યની ઓલાદ માટે તેઓની યાદ ચાલુ રાખવામાં મદદરૂપ થઇ પડશે. જુદાં જુદાં મીત્ર રાજ્યોનાં પ્રતીનીધીઓની આજની સાંજની માનવંત હાજરી અમુને ગમગીનીમાં એક મોટા દીલાસા સમાન છે, અને પારસી કોમને એક કોમ્પલીમેંટ જેવી છે. જ્યારે "લાસ્ટ પોસ્ટ" ખલાસ થશે ત્યારે આપણા મરણ પામેલાઓની શાંતી માટે આપણે બધાઓ ભલી દોઆઓ મોકલીશું.

કર્નલ મેકલાઉડનાં ભાષણ બાદ ઓકઝીલીઅરી ફોર્સની પારસી કંપનીએ "લાસ્ટ પોસ્ટ" ની કવાયદ કીધી હતી. જે બાદ પારસી વોર મેમોરીઅલ ઉપર ફુલના તુરાઓ નીચલાંઓ તરફથી મુકવામાં આવ્યા હતા: (૧) બ્રીટીશ આરમી, (૨) પારસી કોમ, (૩) કર્નલ અને મીસીસ મેકલાઉડ, (૪) ફ્રાન્સના કોન્સલ, (૫) જેપાનના કોન્સલ, (૬) ઇરાનના કોન્સલ, (૭) રોમાન્યાના કોન્સલ મેજર પેમાસ્તર, (૮) કેપ્ટન મેરવાનજી પ્રીંટર, (૯) કેખશરૂ કોન્ટ્રેકટર અને બીજાઓ

(કેપ્ટન, ખાનબહાદુર સોરાબ રૂસ્તમજી મોદીએ પરોણાઓ માટેનાં ભરચક આમંત્રણો બાહેર પાડી એક મોટી પારસી મીજલસ દમામદાર આકારમા ભેગી કરી હતી.)

(જામે જમશેદ, બુધવાર તા૦ ૧૨ મી નવેમ્બર ૧૯૩૦.)

---

# પારસી વોર મેમોરીયલ જશન—૧૯૩૧.

---

ગઇ મહાન લડાઇમાં માર્યા ગયલા જરથોસ્તી જવાનોની ગંભીર યાદમાં આરમીસ્ટીસ—ડે યાને લડાઇની તહકુબીના દીવસે દર સાલ જશન તથા પારસી વોર મેમોરીયલ આગળ સેરીમોનીયલ પરેડ કરવામાં આવે છે તે પ્રમાણે બુધવાર તા૦ ૧૧ મી નવેમ્બર ૧૯૩૧ ની સાંજે ૪–૧૫ કલાકે જશનની પવીત્ર ક્રીયા ચોપાટી ખાતે આવેલી ધર્મશાળાનાં મકાનમા ગનજીની અગીયારીના દસ્તુર સોરાબજી રૂસ્તમજી રાનજીની આગેવાની હેઠળ કરવામાં આવી હતી.

જશન બાદ પારસી વોર મેમોરીયલ નજદીક એક ગંભીર મીજલસ મુંબઇના ચીફ જસ્ટીસ સર જોન બોમોન્ટના પ્રમુખપણા હેઠળ મળી હતી.

શરૂઆતમાં દસ્તુરજી દીનશાહજી ગરડાએ ત્રણ અશેમ વોહુ ભણાવી અને મજલીસે ઉભા રહીને બે માનીટની ચુપકીદી અખત્યાર કીધી હતી.

તે બાદ ડૉ॰ જાલ દસ્તુર ખરશેદજી પાવરીએ બોલતાં જણાવ્યું કે ઇરાનમાં પારસીઓ મહાન બનાવોની યાદગારીમાં આતશબહેરામો બંધાવે છે. અહીં મુંબઇમાં મહાન લડાઇમાં ભાગ લીધેલા અને માર્યા ગયલા અમારા વીરલાઓની યાદમાં પારસીઓએ સ્થંભ ઉભો કીધો છે અને એ સ્થંભ આગળ દર વરસે સેરીમોનીઅલ પેરેડ કરીને મરનારોને યાદ કરવામાં આવે છે.

બાદ મેજર સ્યાવક્ષ પેમાસ્તરે બોલતાં જણાવ્યું કે છેલ્લી મહાન લડાઇમાં પારસીઓએ જે ભાગ લીધો હતો તે મગરૂરીભર્યો રેકોર્ડ કહેવાય અને જે લાખોની વસ્તી ધરાવતી કોમની સરખામણીમાં ઘણી વધારે કહેવાય નહીં.

કેપ્ટન બામજીએ ત્યારબાદ જણાવ્યું કે આપણી કોમની ૯૦ હજારની સંખ્યા જોતાં ૫૦ જુવાનોએ લડાઇમા પોતાનો જાન આપ્યો હતો તે કાંઇ નાનીસુની બીના કહેવાય નહીં.

બાદ જસ્ટીસ સર બોમન્ટે બોલતાં જણાવ્યું કે પારસીઓની ૯૦ હજાર જેટલી નાની સંખ્યા જોતાં તે એક ઘણોજ યાદગાર રેકોર્ડ કહેવાય. આપણામાંના જેઓ લડાઇમાંથી પસાર થયા છે અને જેઓ ત્યારબાદ મોટા થઇને પસાર થયા છે, તેઓને આરમીસ્ટીસ ડે ગંભીર બનાવની યાદ આપે છે. આપણામાંના બધાઓએ તે માટે મગરૂર રહેવું જોઇએ.

જસ્ટીસ સર જોન બોમન્ટનાં ભાષણ પછી ઓક્ઝીલીયરી ફોરસની પારસી કંપની (સી. કંપની) એ ખાનબહાદુર કેપ્ટન સોરાબ આર. ગોદીની સરદારી હેઠળ 'લાસ્ટ પોસ્ટ' ની ક્રીયા કીધી હતી.

બાદ મેળાવડો વીસરજન થયો હતો.

("સાંજ વર્તમાન" ૧૨-૧૧-૩૧.)

# A Veteran Parsi Military Officer of 50 Years Repute.



Lieut. Col: Dinshaw D. Khambatta K. B. V. D O.B.E. is a doyen of Parsi Volunteering in India.

He has for the past many years streneously worked for the enlistment of Parsi Volunteers and through his persistent efforts he ultimately became successful in the Year 1888.

As a keen and able man Lieut. Col: Khambatta served both his King and Country by his most painstaking and praiseworthy services in the military as well as in the Civil Departments.

The following brief and brilliant notes about his career of over a well-nigh period of 50 years will be read by his friends with pleasure and the Parsi Community will be really proud in having a stalwart Military Officer of his Caliber among them.

## Lt:Col: DINSHAH D. KHAMBATTA,

K.B., V.D., F.E.A., O.B.E.

1878-79-80. *Field Service-Afghanistan,* Dadur Bolan Pass, Quetta, Pishin, Chaman, Khojah Pass, Gulistan, Kandhar, Khelat-

i-Ghilzai, Aurangabad Valley, Logar Valley, Tangi Vardak Valley, Ghazni, Charashia, Cabul, Jellalabad, Ali Masjid and Peshawar in Northern and Southern Afghanistan, with Forces under General Sir Robert Phayre, Sir Donald Stewart and Sir Fredrick (afterwards Lord) Roberts.

1880. Present at the action of "Ahmedkhel". Medal with clasp (clasp only given for having taken part in an (action), also cavalry affair at Ursoo near Ghazni.

1881 Title of Khan Saheb.

1882. Helped in equipping Egypt Expedition at Princess Dock for which received the Commendations of Bombay Government.

1883. On settlement of Dadur Bolan and Ghazni Field Force accounts received Commendations of Government.

1884. Specially deputed by Bombay Government to put in order and re-organize Quetta (South Afghanistan) Office and Accounts-in disorder–owing to defalcations and frauds.

1884. Received first Commission as Lieutenant in the Baluchistan Volunteer Rifles-elected out of 3 European Competitors.

1885. For work at Quetta in connection with the Afghan Boundary Commission and the Zoab Valley Expedition, and Suakin Expedition received the thanks of Government.

1886. Returned to India deputed by Government to settle Quetta Field and Garrison Accounts, at Poona, specially empowered to submit accounts and carry on correspondence with Government Officials in India.

1889–1904. As Assistant to the Commissary General, Bombay Army, he took part in the work connected with all expeditions sent out from the Bombay or in which the Bombay Presidency had been asked to assist and equip, such as the Chin Lushai in 1889, Miranzai 1891–92, Kajuri Kuch 1892, Isazai 1893, Waziristan 1894-95, Chitral 1895, Suakin 1896, North-West operations 1895, ending with the severest work which fell to the lot of Bombay in connection with the War in South Africa 1899–900 and China 1900–01, Jubaland

1901 and Somaliland 1903-04, in addition to keep supplied the Indian Troops with stores and Establishments at the time in British East Africa, British Central *Africa, Mombasa, Mekran and* Persian Gulf.

1889-90.. Succeeded in getting Parsees admitted into the Poona Volunteers Rifles, with the help of His Royal Highness the Duke of Connaught; resigned Commission and joined as a (Private) Volunteer to encourage Parsees. This led to Parsees being admitted in Karachi, Bombay, Panchgani, Deolali and other places.

1892. Title of Khan Bahadur.

1893. Deputed by Government of India to Meerut, Delhi, Calcutta and Allahabad to study the system of Accounts and Records and work of Bengal with a view to its assimilation in the Bombay Presidency.

1894. Commission as 2nd Lieutenant.

1895. Commanded a detachment of the Poona Rifles and took part in the great Military and Naval Tournament in Bombay for which he was specially thanked by Sir William Gatacre.

1896. Lieutenant.

1898. Captain.

1899. Proceeded to Europe and America for change.

1899. 19th) June). Presented at St. James's to Her Majesty Queen Victoria at a Levee held by His Royal Highness the Prince of Wales, afterwards king Edward VII.

1907. Long Service Medal.

1907. Retired from Supply and Transport owing to the Western Command having been abolished under Lord Kitchener's Scheme, after 33 years' service, earning good service pension as Personal Assistant to the Director of Supply and Transport. Entertained by the Citizens of Poona on retirement.

1908. Major.

Received V,D.-Volunteer Officers' Decoration.

1911. Specially selected from amongst 30 British Officers by His Excellency the Commander-in-Chief and deputed by the Government of India, to attend the Coronation of His Imperial Majesty King George V., representing Poona Rifles, in His Majesty's Royal Indian Marine Steamer "Dufferin".

22nd June. Presented by His Imperial Majesty King George V. in person with the English Coronation Medal at Buckingham Palace.

1912. Gold Medal of Khan Bahadur.

1913. Lieutenant Colonel.

1915–18. Worked for over 4 years as the Chairman of the Reception Committee during the Great War for the Indian wounded and invalids who returned from the Front, either staying at Poona in Lady Willingdon War Hospital or proceeding to the South. The Committee was formed at the special instance of Government, as a resolution on the subject will show, and it can safely be said without fear of contradiction that alone he worked as Chairman, Secretary and Treasurer " all 3 rolled in one " as Lord Willingdon once remarked. At any hour of the day and night he had to make preparations for the reception of the wounded, first at the Ghorpuri Railway Station and afterwards at the Poona Station where they were led from the carriages and seated at decorated tables and there partook of refreshments suited to their nationality the place was done up for the occasion with flags and buntings and otherwise decorated. Accounts of their reception were sent to papers to show that British Government did not forget Soldiers when wounded and invalided, and this propaganda, some Generals who frequently visited them, remarked at the time, helped recruiting. He has reams of papers to show the orders ( intimation of the arrival of ambulance trains ) sent to him from the Station Military authorities. He personally went round and collected subscriptions and managed matters so economically that at the end of the War he had a balance of Rs. 1874-14-8 left, which at General Norie's request he sent to Colonel Mead, Commanding at Belgaum to form a nucleus for an Indian Soldiers' Club. Was a special member of the Committee of Entertainment Lady Willingdon War Hospital, to the end.

1919–20. Received Sanads from the Viceroy for helping recruiting, loan, subscriptions &c.

Twice mentioned in the Gazette of India.

An "appreciation" of his appeared in the "Pioneer" of Allahabad dated 28th April 1920, under the heading "Indian Men of the Times". III Series.

Meanwhile, holding honorary Post of Secretary of the Deccan Club, Poona, the premier Cosmopolitan Club of the Deccan, of which he is one of the Founders, for 30 years, now its President for the last 3 years. The Club members amongst its Founders are distinguished men like Mr. Mahadev Govind Ranade, Sardar Dorabji Pudumji, Sir M. Visvesvaraya and other distinguished men of light and learning. It includes amongst its members Governors, Members of Council and Chiefs of Deccan.

Trustee of Sardar Dastur Nowsherwan, Sardar Dastur Hoshangs Girls' and Boys' High Schools.

Trustee of "Bazame-roze-Behran", the only religious Society of the Parsees in the Deccan.

All the above in addition to being Chairman of Mahableshwar Municipality President of Poona Suburban Municipality, Secretary Agri-Horticultural Society of Western India, Special Cantonment Magistrate, F.C. etc., etc., 25 years a member of the Cantonment Committee, Poona, not to mention Masonic honours and rank the highest in the Moffussil, and other connections.

As Chairman of the Mahableshwar Municipality of which he has been (and still is) a member for the last 40 years, he introduced the Followers' Tax, the Hawkers' Tax, and the Dog Tax, which bring an income of about Rs. 3,000/–. He framed Carriage License Rules, and the Byelaws and Rules of the Municipality on Orr's Model Rules, and he helped the Superintendents who changed every 3 years and during the War time oftener, in carrying out improvements in the Station and reforms in accounts.

He was 3 years Chairman of the Poona Suburban Municipality and for $3\frac{3}{4}$ years after that its elected President till 31st March 1925,

During the administration he doubled the income which stood at Rs. 1,25,000 in 1922-23 by revising the sources of revenue and when he gave up office it stood at Rs. 2,58,500/-.

Amongst some of his Schemes may be mentioned the Development of the insanitary and filthy area of about 3 acres close to the Central Offices, and building a small market, the necessity of which was keenly felt, the Connaught market in the Cantonment and Reay market in the City being too far away for the residents of Suburban area and Koregaon Park. Funds were provided for this, and sums are marked for Bambhurda Town Planning Scheme and Yeravda Town Planning Scheme, connecting Boat Club Road with Toddiwala Road, New Burial Ground, Drainage and several others.

When all Municipalities and Local Boards refused to present an address to His Royal Highness the Prince of Wales, his (Suburban) was the only Municipality that presented him an address of welcome and even sent a wireless welcoming the Royal Highness to India and it is inexplicable that while the Poona City Municipality refused the address, its President was honoured with a title, while the Suburban was not even so much as thanked. Mr. Hudson who managed the whole show for the Deccan, wrote to him (Lt.Col. Khambatta) in the following words:—

"I have been too busy to write before-but I want now to thank you very much for all you did in connection with the Prince's visit. The Presentation of the Municipal address was the only ceremony which I was unable to attend; but I am told it was a very pleasant and successful occasion. I am sure His Royal Highness must have been delighted with that beautiful scroll. Again thanking you for all your cordial and valuable co-operation in the arrangements."

Again at the time of departure of His Excellency Sir George Lloyd, his (Suburban) Municipality gave him a farewell address at the Station, the City refused, but the Local Boards followed suburban example.

He has been now 20 years doing Honorary Magistrate's work both in the City and in the Cantonment. For the first 7 years,

he was President of a Bench in the city and for the last 14 years he has been working as a Special Magistrate F.C.. for the Cantonment and Civil Lines, and his work would compare with any stipendiary Magistrate in a similar position. During the first few months of 1925, when Major Thorne, the Cantonment Magistrate had left, and when another special Magistrate had retired, he practically did two Magistrates' work in addition to his own. His Criminal returns will show the nature, extent and importance of the work he has been doing. Several very important cases, one of them sent to him by the District Magistrate, were disposed of by him. Very few cases of his have been appealed against.

Before the reformed Councils he twice contested seats on the Bombay Council for the Central Division, but being an alien he did not meet with success.

---

## પુના રાઇફલ્સ-ઓકઝીલીયરી ફોર્સ.

---

### વાર્ષીક નીશાનબાજીની હરીફાઇમાં પારસી ફતેહ.

---

આ ઓકઝીલીયરી ફોર્સમાં જો કે થોડાજ પારસીઓ છે, પણ તેઓમાંથી નીચલાઓએ છેલ્લી હરીફાઇમાં નીચે મુજબ સારો દેખાવ કીધો છે :—"બી" કલાસ-રાઇફલમેન એન. એસ. પટેલે બીલીમોરીઆ કપ મેચમાં એક કપ જીત્યું હતું. ઇરાનીએ બીજું ઇનામ મેળવ્યું હતું.

"વોકર કપ"—કંપની સારજંટ મેજરે પી. ડી. વોચમેકરે બીજું ઇનામ જીત્યું હતું.

"બી" કલાસમાં કંપની કવોરટર માસ્તરિ સાંરજંટ ઇરાનીએ કપ જીત્યું હતું.

વેસ્ટ્રોપ કપ રાઇફલમેન આર. એન. બનાજીએ કપ જીત્યું હતું. પી. ડી. વોચમેકરે બીજું ઇનામ મેળવ્યું હતું.

ચેમ્પીયનશીપ—રાઇફલમેન એન. એસ. પટેલે બીજું ઇનામ જીત્યું હતું. રાઇફલમેન આર. એન. બનાજીએ ૫૪ વરસની મોટી ઉમરે એક કપ જીત્યું હતું. તે માટે કમાન્ડીંગ ઓફીસરે તેવણને વાજબી સાબાસી આપી હતી અને જ્યારે તેવણ ઇનામ લેવા આવ્યા ત્યારે સર્વે વોલંટીયરોએ તેવણને વધાવી લીધા હતા.

"જામે જમશેદ" તા૦ ૧૫-૧૧-૩૧.

પ્રકરણ ૨ જું.

# Famous Traveller Sir Jehangir H. Kothari Kt. O.B.E.



Sir Jehangir Kothari, the famous traveller, is now in Bombay before setting out on his tenth tour of the world. He leaves on Saturday by the "Viceroy of India" for London and Edinburgh, which will be the starting place in all probability for his most adventurous of world tours. Sir Jehangir, whose headquarters are in Karachi, lives for the most part in London when he is not exploring the highways and byways of the various countries scattered about all over the globe.

During a chat with a representative of "The Times of India," this intrepid traveller narrated a number of his varied experiences. He gave a graphic description of his exciting journey up the River Amazon, the longest river in the world, a trip undertaken in a frail craft of about 100 tons; and which took him 40 days. His impressions range from a long stay in Iceland and the Antarctic, where he lived among the sealers; the Tropical Islands and one of his most interesting recollections is a considerable period spent on a cannibal island.

ચુનંદા તરનારે અને 'ગોલવાલા સ્વીમીંગ બાથ"નાં પ્રખ્યાત માલેકો



મેસર્સ દાદી અને ફરામરોઝ સી. ગોલવાલા.

and Sir Jamsetjee Jeejeebhoy Bart., congratulated the brothers Gholwalla and said their surname would have to be changed to "Tarwavallah." He said it was difficult to make comparisons between the feat that had just been accomplished and what the best swimmers in England had done but he thought this 10 hours' swim was very creditable to the Parsees as swimmers. Some day the brothers might, he said, be tempted to try their luck in crossing the Channel. With a vote of thanks to Sir Jamsetjee Jeejeebhoy (now dead) tendered by Mr. J. M. Framji Patel (now dead) the proceedings terminated. (Times of India 13-11-1905.)

ઉપલા બંને ભાઇઓ નાનપણથીજ વાંદરે પોતાનાં પીતા સાથે દરીએ તરવાની તાલીમ મેળવવા પામ્યા હતા. ૧૮૯૬માં તેમને પોતાનો બાહ કોલાબે ચાલુ કીધો હતો. ૨૧-૩-૧૯૦૧માં હાલનો બાથ ચાલુ કીધો હતો. હાલ દાદાભાઇની વય તેવણુ ૧૮૬૬માં જન્મરે ૬૬ની અને ફરાંમરોજની ૬૦ની હોવા જ્યાં તેઓ બંને અચ્છી રીતે તરી શકે છે. મી० ફરાંમરોજ કુવા, તલાવ અને નદી વગેરેમાં તરવામા એક સરખા કુશળ છે. મી० ફરામરોજે ૧૭મી મે ૧૯૨૩માં પાંડુ ગોપાલ નામનાં ૧૪ વર્ષનાં હીંદુ છોકરાને ડુબતો બચાવ્યો હતો.

## ૨ હજારની "પર્સ" સખાવતમાં આપી દીધી.

ઉપલાં પરાક્રમ અર્થે મી० ફરામરોઝને બાથમાં મેળાવડો કરી પ્રમુખ સર હોરમસજી એદનવાલાએ રૂા. ૨ હજારની પર્સ ભેટ કરી હતી જે તેમને દરેક કોમનાં સખાવતી ખાતાંઓમાં વહેંચી આપી હતી.

૩૫ વર્ષમાં બંને ભાઇઓએ ૫૫ હજાર માણસોને (મોટે ભાગે પારસી) તરવાનો હુન્નર શીખાડ્યો છે. મી० ફરામરોઝની બેટી નરગીસે પાંચ વર્ષની વયથીજ તરવાની તરબીયત મેળવી સ્ત્રીઓનાં શીક્ષક તરીકે ૫૦૦ બાનુઓને એ હુન્નરમાં પાવરધાં કરવાનો સંતોષ મેળવ્યો છે. ૧૯૧૦ ના માર્ચ માસમાં મી० ફરામરોઝે ૧૨ વર્ષના યુરોપીયન છોકરાને ડુબતો બચાવ્યો હતો જેની નોંધ સોમવાર તા० ૨૮ મી માર્ચ ૧૯૧૦ નાં સ્થાનીક ટાઇમ્સ પત્રમાં રજુ થઇ છે.

બંને ભાઇઓએ રાજા-મહારાજાનાં અનેક ચાંદો મેળવ્યા છે. ઈંગ્લંડની મોટી સોસાયટીનાં બંને ભાઇઓ સભાસદો છે.

## જામનગરનાં સરોવરમાં ૮ માઇલ તરી ગયા.

૧૮૯૪ નાં સાલમાં જામનગર ખાતેના "લાખોટો" નામનાં મોટાં સરોવરમાં જામ-નગરનાં નામદાર મહારાજાની અને બીજા રાજાઓ અને અને રાજકુંવરોની હજુરમાં મી० ફરામરોઝે એકી વેળાએ આઠ માઇલનો લાંબો ખટકો તરી જઇને તેમજ તરેહવાર તાજુબીમાં નાંખનારા પ્રયોગો કરી બતાવીને મહારાજાની તેમજ० રાજવંશી તમાશગીરોની પ્રસંશા મેળવી

હતી. નામદાર જામ સાહેબે મી૦ ફરામરોઝના ઉત્તમ હુન્નરની ઘટતી પીછાન કરીને પોતાની કદરદાનાશી દેખાડવાને પોતાને હાથે એક કીંમતી થેલી તેવણને ભેટ કીધી હતી, અને જામનગરની પ્રજાનાં આગેવાનોએ એ જવાન તરફનો પોતાનો હરખ દેખાડવા અર્થે તેવણનાં માનમાં એક ખાણું આપ્યું હતું. બંને ગોલવાલા ભાઇઓને સોનાના અનેક ચાંદો તેમની કદરદાનાશીમાં ભેટ મળ્યા છે.

## જગસાઇકલીસ્ટ મી૦ દાવર—કુશળ તરનાર તરીકે.

આ તરફે એક બીજા આગલા પ્રયોગની યાદ તાજી થાય છે. ૭ વર્ષ સુધી દુનીયાની મુસાફરી એક બાઇસીકલ ઉપર કરી ૧૯૩૧ માં પોતાને વતન પાછા ફરેલા મી૦ ફરામ દાવરે આજ બે દાહેકા આગમજ અત્રેના દરીયાના અફાળઝીક મોજા સામે તરીને જે પ્રયોગ કીધો હતો તેની પણ અત્રે ટુંક નોંધ જરૂરની છે.

મી૦ ફરામ દાવરે માત્ર જગસાઇકલીંગમાંજ નામ કાઢયું નથી. પોતાની જગમુસાફરીએ જવા પહેલાં એવણ માથેરાન, મહાબલેશ્વર, કાશ્મીર વીગેરે મથકોએ સાઇકલ ઉપર જઇ આવ્યા હતા. પ્રથમ ૧૯૧૧ ના જુન માસમાં મી૦ દાવર સાથ બીજા જવાનો ચર્ચગેટથી મલબાર પોઇંટ સુધી તરતા ગયા હતા જેને લગતો હેવાલ તા૦ ૧૦ મી જુન અને ૩ જી જુલાઇ ૧૯૧૧ ના જામે જમશેદમાં પ્રગટ થયો હતો. એવણ આવા પ્રયોગો ફરી કરવાને પણ કબુલ થયા હતા. તા૦ ૫ મી મે ૧૯૧૫ નાં "ટાઇમ્સ ઓફ ઇંડિયા" માં જણાવ્યું છે કે:-મી૦ એફ. જે. દાવર જેવણ 'હોલબીન' તરીકે ઓળખાય છે તેમની રાહબરી હેઠળ એક નાની પાર્ટી દરીમાં સ્વીમીંગ ટ્રીપ માટે રવીવારે સવારે ૭ વાગે ચર્ચગેટ સ્ટેશનથી મલબાર પોઇંટ્વેર તરી જવાને ઉપડી હતી. તે એક સુંદર સહવાર હતી. ભરતી પાછળ હટતી હતી અને મજાહુન બીજ હતી જેથી આ ટ્રીપ ઘણી ખુશનુમા થઇ પડી. આગળ કેટલાકો પાછા મલબાર પોઇંટ તરતા આવીને ઉતરતા પણ આ ભારે ગરમીના દીવસોમાં આમ કરવું ઘણું થાકવનારૂં હોવાથી આ વીચાર માંડી વાળ્યો હતો તો જો કે આગળ એવણે તેમ કર્યું હતું."

## ૧૯૨૭ માં ઉરનથી એપોલો બંદર સુધી તરવાનો સાહસ.

૧૯૨૭નાં સાલની આખેરીએ જાણીતા પારસી સાઇકલીસ્ટ મી૦ કેકી દી૦ પોંચખાનાવાલા અને મી૦ એરચ ખાને ઉરન અને મુંબઇ વચ્ચેના દરિયાને ગોયા મહાત કર્યો હતો. પહેલા આ પ્રયાસ પછી મેસર્સ નોશીરવાન દલાલ, શોહરાબ ગવર્નર, રતન કાપડયા તથા અરદેશર વાચ્છા ઉપલું છેટું તરી ગયા હતા. ૧૮૮૮ માં બીજી પારસી ટીમ સાથે ઈંગ્લંડ ગયલા મી૦ અરદેશર વાચ્છાની ઉમર ૬૫ વર્ષની હતી. આ ચોગડી ઉપલું છેટું સાડાચાર કલાકમાં તરી ગઇ હતી. મી૦ પોંચખાનાવાલા અને ખાને તે માટે ૭ કલાક લીધા હતા અને "ગડ્ડર હેલ્થ હોમ" ના આશરા હેઠળ તેઓ બંને બપોરે ૧૨ વાગતે પાણીમાં પડી સાંજે ૭ કલાકે એપોલો બંદરે આવી પહોંચ્યા હતા. બીજીવારના અખતરામાં મી૦ રતન કાપડયા ઉપલું છેટું પાંચ કલાકમાં અને ત્રીજીવારના અખતરામાં મી૦ નોશીર દલાલ તે છેટું સાડાચાર કલાકમાં તરી ગયા હતા.

## એલીફન્ટાથી મુંબઇ.

રવીવાર તા૦ ૧૫ મી ફેબરૂઆરી ૧૯૩૧ માં લાંબુ છેટું તરવાની કોશીશમાં મેસર્સ નોશીર દલાલ અને રતન પોંચખાનાવાલા એલીફન્ટાથી મુંબઇ તરી આવ્યા હતા. સાડાત્રણ કલાક તર્યા બાદ તોફાની દરીયાનાં પરીણામે બારાં નજીક તેમને બોટમાં આવવાની ફરજ પડી હતી.

## ત્રોમ્બેથી મુંબઇ.

૧૨ મી એપ્રીલ ૧૯૩૧ માં ઉપલા બંને જવાનો દલાલ તથા પોંચખાનાવાલા તથા કલકત્તાવાલા મી૦ બરજોર આર. માસ્તર ત્રોમ્બેથી મુંબઇ તરતા આવ્યા હતા પણ બારાં નજીક આવી પહોંચતાં પાણીનાં ઉલટા રોહને સબબે તેઓને બોટનો આસરો લેવો પડયો હતો. એની સત્તાધારી નોંધ નીચે મુજબની છે.

"ઝોરાસ્ત્રીઅન ફીઝીકલ-કલચર એન્ડ હેલ્થ લીગ"ના આશરા હેઠળ મેસર્સ જેહાંગીરજી ભીખાજી દલાલ તથા કાવસ શેઠનાંની આગેવાની હેઠળ તરનારાઓને લઇને એક પાર્ટી સહવારમાં આઠ વાગતા આગળ ત્રોમ્બે જઇ પહોંચી. ત્યાંથી ત્રણ તરનારાઓએ પાણીમાં ઝીપલાવ્યું. શરૂઆતમાં ઝડપી હાથો મારી મી૦ રતન પોંચખાનાવાળા બંને તરનારાઓથી આગળ નીકળી ગયા. બપોરના બાર વાગે તેવણ મેસર્સ દલાલ અને માસ્તરથી લગભગ અઢી માઇલ આગળ નીકળી જવા પછી તેમનાં પેટમાં એકાએક દુઃખી આવવે તેમને બોટમાં ચઢી જવાની ફરજ પડી હતી. બાકીનાં બે માંહેથી મી૦ નોશીરવાન દલાલ બપોરે ત્રણ વાગતા સુધી તરતા રહયા હતા જે વેળાએ મુંબઇના કીનારાથી પોણો માઇલ અંદર ભારી મોજાઓ આગળ તેઓ ટકી શકયા નહી જેથી સાત કલાકની પાણી સાથની ટક્કર ઝીલ્યા પછી તેમને બોટમાં આવવાની જરૂર પડી, ત્યારબાદ શુમારે પાંચ મીનીટ રહીને મી૦ બરજોર માસ્તરને પણ ઉંચકી લેવામાં આવ્યા હતા. તેઓ સહવારમાં આઠ વાગતે પાણીમાં પડયા હતા અને ત્રણ વાગતે બોટમાં ચઢયા હતા. એટલે સાત કલાક સુધી પાણીનાં આડા-અવળા રોહ સાથે તેઓએ લડત ચાલુ રાખવા પછી મુંબઇના કીનારા નજદીક તેઓની શકતી નકામી થઇ પડી હતી."

(જામે જમશેદ ૧૫-૪-૩૧.)

## ૨૪ કલાક તરવાંનાં પ્રયોગમાં મી૦ સહીયારની નામનાં.

તરવાનાં તારીફ લાયક પ્રયોગમાં સહેજપણ થોભ્યા વીના લાગત ચોવીસ કલાક સુધી તરવાનો રેકાર્ડ મી૦ **શાપુરજી શાહીયાર** નામના ૪૮ વરસની ઉમરના પારસી ગ્રહસ્થે બે વર્ષ આગમજ કલકત્તામાં કરી પારસી નામ પ્રકાશીત કર્યું હતું.

---

# પારસી જવાન બરજોર માસ્તરનો ૨૫ કલાક તરવાનો પ્રયોગ.

## ૧૫ વર્ષની પારસી અબળા મીસ રતી દારૂવાલા ૧૨ા કલાક તરી.

તા૦ ૨૭ અને ૨૭ મે ૧૯૩૧નાં દીવસે મી૦ બરજોર રૂસ્તમજી માસ્તરે ૨૫ કલાકનો તારીફલાયક પ્રયોગ કરવા અર્થે કોલાબા ખાતેનાં મેસર્સ રૂસ્તમજી પટેલ અને શાપુરજી મીસ્ત્રીનાં ખાનગી બાથમાં સહવારે ૭ કલાક અને ૫૫ મીનીટે તરવાનું શરૂ કર્યું હતું. તેમને ઉલટ આપવા મીસ રતી હોરમસજી દારૂવાલા અને મી૦ નોશીરવાન ફ્રામરોઝ દલાલ પણ સાથે તરવા ઉતર્યા હતા.



મી૦ નોશીરવાન દલાલે લાગટ ૧૯ કલાક અને ૫ મીનીટ સુધી તરીને મી૦ બરજોર માસ્તરને હીંમતભર્યો સાથ આપ્યો હતો. તેમની આંખોને ખારા પાણીની જબુન અસર થવાથી રાતે ૩ વાગતે તેમને બહાર આવવાની જડજોએ સલાહ આપવે તેઓ બહાર આવ્યા હતા. ત્યારપછી જાણીતા તરનાર મી૦ તાડીવાલા તથા મેસર્સ સોરાબ ગવરનર અને દારાં કુપરે કલાકો સુધી લાગટ તરીને મી૦ બરજોર માસ્તરને તેનો રેકોર્ડ કરવાનાં કાર્યમાં હીંમત આપી હતી. રવીવારે સહવારે તમાશબીનોની મોટી સંખ્યા બાથ આગળ ભેગી થઇ હતી, જેમાં બાનુઓ પણ મોટી સંખ્યામાં હતાં. ૭ કલાક અને ૫૫ મીનીટનાં અમલે મી૦ બરજોર માસ્તરે ૨૪ કલાક પુરા કરયા હતા, જે વખતે તેમને તાલીઓના અવાજોથી "ચીયર" કરવામાં આવ્યા હતા. બરાબર નવ વાગતાનાં અમલે તાલીનાં અવાજો અને ખુશાલીનાં પોકારો વચે મી૦ બરજોર માસ્તર **૨૫ કલાક અને ૫ મીનીટ** તરયા પછી બાથમાંથી બાહેર નીકળ્યા હતા. તેઓ બરાબર ચાલી શકયા હતા, અને તુરતજ "ટાઇમસ ઓફ-ઇંડીઆ" અને "જામે-જમશેદ"નાં પ્રતીનીધીઓને પોતાનો અનુભવ કહી સંભળાવ્યો હતો.

### મી૦ માસ્તરને લગતી વધુ નોંધ.

મી૦ બરજોર માસ્તરે પોતાનો ઉપલો જાણવાજોગ રેકોર્ડ કીધા ઉપરાંત ૧૯૩૦ માં કલકતા ખાતે ૧૨ કલાક તરવાનો સાહાસ કરી દેખાડયો હતો. એટલુંજ નહી પણ એ હિંમની જવાને ૧૯૨૭ થી ૧૯૨૯ સુધીનાં ત્રણ વર્ષ સુધી બેંગાલની યુરોપીયન સ્કુલ્સની સ્વીમીંગની હરીફાઇમાં "ચેમ્પીયનશીપ" મેળવી હતી. સ્કુલ છોડવાથી તેવણ વધુવાર ઉપલી હરીફાઇમાં સામેલ થઇ શકયા ન હતા. કલકતા ખાતે થયલા તરવાને લગતા અનેક અખાડામાં મી૦

બરજોર માસ્તરે ફતેહમંદીથી ઘણીક "ઇવેન્ટસ"માં આગેવાની મેળવી હતી.

### મીસ રતી દારૂવાલાનો જાણવાજોગ દાખલો.

મીસ રતી દારૂવાલા (ઉમર વર્ષ ૧૫) પાણીમાં પડતી વખતે ૭ કલાક તરવાનો ઇરાદો રાખતાં હતાં, પણ તે કરતાં બેવડો વખત યાને **૧૨ કલાક અને ૩૫ મીનીટ** ખુશાલ તર્યા બાદ તેમનાં માતાજીની ખાહેશ મુજબ પોતાની નાખુશી સાથે પાણીમાંથી બાહેર આવી કપડાં પહેરી બાથમાં ફરતાં રહ્યાં હતાં.

### New Bombay Record Claimed.

A meritorious swimming performance was put up on Saturday and Sunday (2nd and 3rd May 1931) when Burjoor Master, Noshir Dalal and Miss Rati H. Daruwala, a little girl of fifteen years of age, endeavoured to swim continuously for twenty-four hours in the Patel Bath at Colaba. The swim was under the auspices of the Bombay Physical Culture League. The swim started at 8-0 a.m. on Saturday morning and was without incident the swimmers being encouraged by the crowd of ever changing spectators. After twelve and half hours the parents of Miss Daruwala advised her to leave the water though she wanted to continue, but her performance was a very creditable one as it was. With music to enliven the time the others carried on. Master who started first completed 25 hours 5 minutes continuous swimming while Dalal accomplished 19 hours 35 minutes. Both swimmers left the water unaided. It is claimed that these swims have set up records for Bombay. (Times of India 4-5-1931.)

### ગોલવાલા બીરાદરોનો રેકોર્ડ.

પારસી બાળા મીસ રતી દારૂવાલાના ૧૨ કલાક અને ૨૫ મીનીટના અને મી૦ નોશીર દલાલના ૧૯॥ કલાકના તથા મી૦ બરજોર માસ્તરના ૨૫ કલાક ૫ મીનીટના અટક્યા વગર તરવાના રેકોર્ડથી મેસર્સ ગોલવાલા બ્રધર્સનો લાગટ ૧૨ કલાક તરવાનો ૧૯૦૫ નો રેકોર્ડ હેઠળ ગબડ્યો નથી. મીસ રતી દારૂવાળા તથા નોશીર દુબાશ તેમજ મી૦ બરજોર માસ્તરે માત્ર ટાઇમનો રેકોર્ડ તોડ્યો છે, પણ બીજી રીતે ગોલવાલા ભાઇઓના રેકોર્ડને તે તોડી શકતાં નથી એમ જણાવવાની જરૂર છે. મેસર્સ દાદી અને ફરામરોઝ ગોલવાલા એવી શરતે ૧૦ કલાક તર્યા હતા કે તરતાં તરતાં કાંઇ ખાવું-પીવું નહીં, માત્ર બ્રેસ્ટ-સ્ટ્રોકથી આખો વખત તરવું. દર વખતે ઓછામાં ઓછા ૩૫ સ્ટ્રોક મારવા, અને પાણીની સપાટી ઉપર ફ્લોટ થઇને (ચત્તા સુઇને) ઉભા રહીને અથવા બીજી કોઇબી રીતે આસાએસ લેવી નહીં પણ

બ્રેસ્ટ સ્ટ્રોકથી હાથ પગ પાણીમાં ચાલુ માર્યા કરીને ચાલુ તરતાજ રહેવું. હવે મીસ રતી દારૂવાલા મી○ દુબાશ તથા મી○ બરજોર માસ્તરે ઉપલી સઘળી શરતો અથવા તેમાંની કોઇપણ એક શરત ઉપર અમલ કર્યો નહોતો. તે જોતાં તેઓ બંને જણાએ પરેલ બાથમાં કીધેલા રેકોર્ડની સરખામણી મેસર્સ દાદી અને ફરામરોઝ ગોળવાલાએ ૧૯૦૫ માં કીધેલા દશ કલાકના રેકોર્ડ સાથે થઇ શકેજ નહી. મીસ રતી દારૂવાલા, મીસ દુબાશ તથા મી○ બરજોર માસ્તર સઘળો વખત બ્રેસ્ટ સ્ટ્રોકથી તર્યાં હતાં નહી. તેઓએ ફ્લોટ થઇને આરામએસ લીધી હતી અને તરતી વખતે ખોરાક પણ લીધો હતો.

## એલીફન્ટાથી મુંબઇ તરવાનો ત્રણ પારસી જવાનનો રેકોર્ડ.

મી○ ટી. એ. સરકારી તા○ ૯ મી ડીસેમ્બર ૧૯૩૧ નાં "જામે" પત્રમાં લખે છે કેઃ—



મેસર્સ સીધવા, બીલીમોરીયા અને તાડીવાલાની ત્રગડી.

સુમારે ૬ મહીના થયા હશે જ્યારે પારસી જવાનોનું રેકોર્ડ કરી બતાવવાનું ગોયા વહાણ ફાટયું હતું. મી○ રૂસ્તમ વકીલે હીંદુસ્તાનમાં પહેલી વાર ૩૪ કલાકનું નોનસ્ટોપ મોટરસાઇકલીંગ કરી બતાવ્યું હતું. થોડાજ દીવસમાં આ રેકોર્ડ મી○ હોત્રી બેક્ષટરે તોડી તેમને ૩૬ કલાકનો એવોજ રેકોર્ડ કર્યો હતો. મી○ બ્યાવક્ષ દારૂવાળાએ ૪૧ કલાકનું "કલબ સ્વીંગીંગ" અટકયા વગર કીધું હતું.

હાલનો ચોથો રેકોર્ડ નીચે મુજબનો છેઃ—

રવીવાર તા○ ૬ ઠી ડીસેમ્બર ૧૯૩૧ ના દીવસે ત્રણ પારસી જવાનો મેસર્સ આદરજી નશરવાનજી તાડીવાલા, દારબશા રૂસ્તમજી બીલીમોરીઆ, બી.એ., તથા કેખશરૂ કાવસજી સીધવા, બી. એ. પારસી સાઇકલીસ્ટ સ્પોર્ટીંગ કલબના આશરા હેઠળ એલીફન્ટાથી મુંબઇ તર્યા હતાં. એલીફન્ટાથી બપોરે ૧૨-૩૦ ના અમલે દરીઆમાં ઝીપલાવ્યું હતું. મેસર્સ તાડીવાલા અને બીલીમોરીઆ ૪-૧૮ અને ૫-૨૦ ના અમલે અનુક્રમે એપોલો બંદર આવી પુગ્યા હતા,

જ્યારે મી૰ કેકી કાવસજી સીધવા કરન્ટમાં સપડાઇ જવાથી ૫-૧૦ ના અમને બેલાર્ડ-પીઅર પુગ્યા હતા. મી૰ તાડીવાલા એક અચ્છા તરનાર છે. "ઝોરાસ્ત્રીઅન ફીઝીકલ-કલચર લીગ" તરફથી ઉરનથી મુંબઇ તરી આવવાની હરીફાઇ વેળા પણ મી૰ તાડીવાલા એકલા ફતેહમંદ નીવડયા હતા. તેમના ગોઠયા મીત્રો પણ આ વેળા સારી રીતે તર્યા હતા. પારસી સાઇકલીસ્ટ સ્પોર્ટીંગ-કલબવાળા મી૰ મનચેરજી કાપડીઆએ આ તરનારાઓને ઉતેજન આપવા માટે ઘટીત સગવડો પુરી પાડી હતી.

## જીવના જોખમે ચાર માછીમારોના જાન બચાવનાર પારસી જવાન.

### મી૰ નોશીર દલાલે બચાવેલા ડુબતા માછીમારો

તરનારા પારસી જવાનો સાથે 'એલીફન્ટા જવા માટે અમારી સુમારે ૧૦ માણસોની ટોળકી એપોલો બંદરથી આશરે ૧૦-૩૦ એ મોટર બોટમાં ઉપડી હતી. આ વેળા દરીઆમાં પુર ભરતી હતી—પવનનું જોર હતું. મોજાંઓ ચોમેર ઉછળી રહ્યાં હતાં. ગેટવે-ઓફ-ઇંડયા આગળથી ઉપડીને અમારી બોટ સુમારે બે ફર્લોંગ જેટલે છેટે ગઇ હશે તેટલામાં અમારી સામે ડુબેલાં વહાણ ઉપર માછીમારોની સંખ્યા નજરે પડતી હતી. લાધેલા બોજાનાં વજનથી વહાણ એક બાજુએ ઢળેલું હતું. મોટાં ઉછળતાં મોજાંઓના સબબે પાણી અંદર ભરાવાનું શરૂ થતે વહાણ ડુબતું નજરે પડયું. તોફાન જબરદસ્ત હતું. અમારી બોટ કઇ પળે ડુબી જશે તે કહી શકાતું ન હતું. થોડે છેટે ઉભેલી સ્ટીમર ઉપરથી ઘટીત મદદ માટે અમે અવાજ કીધા. ત્યાંથી લાઇફ બોટ મદદ અર્થે આવી પુગે તે આગમચ તો ડુબતા માછીમારોનો દેખાવ જીગર ધ્રુજાવનારો હતો.

અમારાં માહેથી જાણીતા તરનાર મી૰ નોશીર દલાલે ઉશ્કેરાટમાં આવી તુરત પોતાનાં કપડાં કાઢી-અમો તેમને પકડીએ તે આગમચ-ડુબતા જીવોને બચાવવા અર્થે



મી૰ નોશીરવાન ફેરામરોઝ દલાલ

જેવણે ગઇ તા૰ ૬ ઠી ડીસેમ્બર ૧૯૩૧ ને દીને તોફાની દરયામાં ડુબી જતા ચાર માછીમારોને બચાવવા પોતાના જીવના જોખમે દરયામાં નખાની કઇ ચારે જણને સલામત બચાવી લઇને પોતાની બોટમાં લીધા હતા.

દરામામાં ઝાપલાવા તુરત એક માણસને વખતસર ઉંચકી અમારી બોટમાં ઘસડી લાવીને પુગાડયો. તુરત પાછા તરતા થઇ બીજા બે ડુબી મરતા માછીમારોને પકડીને એવીજ રીતે બચાવી અમોને બોટમાં આપ્યા. ત્યાર બાદ સઢના દાંડાને વળગી રહેલાં માણસો સુધી તેઓ તરીને પુગ્યા. અમારી બોટમાંથી દોરડું માંગી તે સઢના દાંડા સાથે બાંધીને માછીમારોને તે દોરડું પકડીને અમારી બોટમાં આવવા જણાવ્યું, પણ દરીઓ ઘણોજ તુફાની હોવાથી માત્ર એકજ માણસ એવી રીતે મી૰ દલાલની મદદ સાથ અમારી બોટમાં આવ્યો. એવી રીતે મી૰ નોશીર દલાલની સવખતની મદદથી આ ચાર માણસોનો બચાવ થયો હતો. તેવામાં નજદીકની લાઇફ બોટ તથા પોલીસ બોટ આવી પુગી અને તેમની કેળવાયલી કળા અને સામગ્રીઓથી બાકીના માણસો જેઓ દાંડા ઉપર વળગી રહ્યાં હતાં તેમને બચાવવામાં આવ્યાં હતાં."

## કોરપોરલ અરદેશર એસ. નાગલા.



જેવણે પ્રાગજી પ્રેમજી વેલજી નામના ચઉદ વરસની વયના એક કચ્છી છોકરાને જામનગરનાં બારેના દરયામાં ડુબી જતો પોતાના જીવના જોખમે બચાવ્યો હતો. તેવણનાં એ બહાદુરીભર્યાં કામની પીછાણમાં મુંબઇની ઝોરાસ્ત્રીયન ફીઝીકલ કલચર લીગ તથા વીકટોરયા સ્વીમીંગ બાથના માલેકો મેસર્સ દાદી અને ફરામરોઝ ખ. ગોળવાલા તરફથી એક સોનાનો ચાંદ તેવણને એનાયત કરવામાં આવ્યો છે. મી૰ નાગલાને ચાંદ એનાયત કરવાની ક્રીયા તા૰ ૪ થી માર્ચ ૧૯૩૧ ને દીને જામનગરના નામદાર મહારાજા રણજીતસીંહજીએ એક મોટા મેળાવડા સનમુખ કરી હતી.

## પારસી બાઇને બચાવનાર જવાન ડા૰ દલાલ.

૧૯૦૧ નાં ડીસેમ્બર માસમાં ફરામજી કાવસજીનાં ધોબીતળાવ ઉપરનાં આગલા તળાવમાં એક પારસી બાઇએ નખાવી દીધું હતું, જે વખતે તુરતજ ડા૰ કેખુશરો રૂસ્તમજી દલાલે પાણીમાં પડી એ બાઇને તારીફલાયક બહાદુરીથી બચાવી હતી.

## તરવાના આખી દુન્યાના જાણવાજોગ રેકોર્ડ.

કેપટન વેબે પ્રથમ બ્લેકવેલથી ગ્રેવમેન્ડનો ૨૦ માઇલનો છેટો ૪ કલાક ૫૮ મીનીટ અને ૪૪ સેકંડમાં પસાર કીધા પછી ૪૦ માઇલનો ઇગ્લીશ ચેનલ વચ્ચેનો ઇગ્લંડ અને ફ્રાન્સ વચ્ચેનો ટપ્પો ૨૧ કલાક અને ૪૫ મીનીટ તરી સઉથી પહેલે પુરો કીધો હતો.

એ પછી હોલ્ગીન જેણે ૨૪ કલાકમાં ૩૦૦ માઇલની મુસાફરી સાઇકલ ઉપર કરી હતી તેણે તા૰ ૨૫ મી જુલાઇ ૧૮૯૯ ને દીને બ્લેકવેલથી ગ્રેવસેન્ડ તરી. જવાની હિંમત કીધી. તે આ રસ્તે તરી ગ્રેવસેન્ડ પુગો ત્યારે તેને થાક ન લાગવે તેણે ફરીથી ઉપલી ખાડી તરી બ્લેકવેલ જવા માંડયું અને એકંદર ૪૩ માઇલ ૧૨ કલાક, ૨૭ મીનીટ અને ૪૨॥ સેકંડમાં તે તરી ગયો. એજ વર્ષની તા૰ ૨૪ મી ઓગસ્ટને દીને સોલંટ નદી તરી જઇ લગભગ ૪૭ માઇલનો છેડો તે ૧૨ કલાકમાં પસાર કરી ગયો હતો. તા૰ ૨૯ મી જુન ૧૮૯૦ ને દીને બ્લેકવેલ અને ગ્રેવસેન્ડ વચ્ચેનો પાણીનો છેડો કેપટન વેબ કરતાં પણ ૯ મીનીટ ૩૮ સેકંડના ઓછા વખતમાં તે તરી ગયો.

## The Longest Swim on Record

Norris Kellam, the "human cork" of Memphis, Tennessee, was helped from the Mississippi River, in a semi-conscious condition at the conclusion of his 227 mile swim, the longest on record, from Cair, Illinois to Memphis. The swim was a non-stop one and took 95 hours 45 minutes. (The Times of India 12-11-31)

## Record of 72 hours and 21 minutes.

BRISBANE, 5-5-1931

Mrs. Katarina Nehua, a Maori woman whose swimming achievements enable her to support her family, beat the word's endurance swimming record by remaining in the water 72 hours 21 minutes, which is 12 minutes longer than her own record made on 22nd March 1931. (Times of India 6-5-31)

## ૬૮ કલાક તરવાનો રેકોર્ડ.

હઇદરાબાદવાલા જવાન અને હીંમતી મુસલીમ સરી આમદે ઇગ્લંડમાં "વરધીંગ-બાથ" ખાતે લાગટ ૬૮ કલાક તરી કીર્તીવંત અને જંગી રેકોર્ડ નોંધાવી આખા હીંદને નામનાં અપાવી છે.

## રીઝાનો ૬૮ કલાકનો બીજો રેકોર્ડ.

માલટાવાલા એ. રીઝાએ ૬૨ કલાક તરીયા બાદ ૬૮ કલાક અને ૧૧ મીનીટ તરવાનો રેકોર્ડ કરવાની વધુ મગરૂરી છતી લીધી છે.

## Endurance Swimming for 67 hours.

CALCUTTA, July 6, 1931

A sudden attack of congestion of the brain put a dramatic end

to the spectacular attempt of P. K. Ghosh, to establish a world's aquatic endurance record by swimming continuously for 75 hours in the Cornwallis Tank. Having commenced his ordeal at 6-24 a m. Friday morning, Ghosh anticipated emerging from the water at 6-24 this morning and at eleven o'clock last night told the *Associated Press* that he was determined to carry on. But an hour after that something went wrong and Ghosh found it impossible to keep awake despite the booming of guns, blare of bands, firing of rockets, cheers of the huge crowd, and appeals of his trainers. Twice he dropped asleep and disappeared beneath the water but carried on through sheer determination until 12-45 a.m. he apparently lost control of himself and was forced to give up being taken out of the water almost unconscious with serious brain congestion. Fed at frequent intervals on liquid food, Ghosh's vitality had stood the strain well and right up to the end his arms and legs were moving like machinery. Ghosh only, succeeded swimming 66 hours, 21 minutes which is not even equal to his own last year's record of 67 hours 10 minutes. The present world's record is 72 hours 2 minutes, 40:seconds set up in 1928 by Mrs. Lottie Schoemmel in New York, which Ghose determined to beat.

(Times of India 7-7-1931)

### ૫૫ કલાકનો રેકોર્ડ.

વર્તમાન પત્રની નોંધ મુજબ ૧૯૨૭માં અમેરિકા ખાતે બે જોડ બહેનો પોતાની તેર વર્ષની વયે ૫૫ કલાક લાગત તરી હતી.

### Women's Endurance swim.

Mercedes Gleitze won the women's endurance swim at the Manly open air baths by remaining in the water for 48 hrs. and 15 mts;—

### ૪૦॥ કલાકનો રેકોર્ડ.

ઇન્દી ખાતે મીસ મરસીદિસ ગલીટ્ઝી નામની તરવામાં નામનાં મેળવી ચુકેલી બાનુએ ૪૦ કલાક અને ૩૦ મીનીટ તરવાનો રેકોર્ડ પોતાનાં નામ ઉપર સીદ્ધ કર્યો છે.

### ૧૯૩૦ ની ૩૦ માઇલની શરત-૪ કલાક અને ૩૪ મીનીટ.

તરવાની ૩૦ માઇલની હરીફાઇમાં હુગલી નદી તરવાની વાર્ષીક શરતમાં બંગાલી જવાન એન. સી. મલીકે ૧૯૩૦નાં અક્ટોબર માસમાં પહેલા ઉતરવાની નામના હાથ કરી છે.

ઉપલા જ્યાંમર્દે ૩૦ માઇલનો છેરો આસાન રીતે ૫ કલાક અને ૨ મીનીટના અરસામાં પુરો કીધો હતો. ગયે વરસે મશીકે એટલેન્ટ છેરો તરવામાં ૪ કલાક અને ૩૪ મીનીટ લઇ એક રેકોર્ડ નોંધાવ્યો હતો.

### ૧૯૩૧ ની ૩૦ માઇલની શરત—૫ કલાક ૫૦ મીનીટ.

કલકત્તાની "અહીરી ટોળા સ્પોર્ટીંગ કલબ" તરફથી એસ. કે. ઘોષે તા૦ ૪ થી અકટોબર ૧૯૩૧ ને દીને ૫ કલાક ૫૦ મીનીટ અને ૩૦ સેકંડમાં હુગલી નદીમાં ૩૦ માઇલનો છેરો તરી આખાં હીંદની ૧૯૩૧ નાં વરસની તરવાની "ચેમ્પીયનશીપ" જીતી છે

### Niagara Swum by 14-Year-Old Girl. Two records broken.

Pretty 14-year-old Mary Bell, of Port Dalhousie (Ontario), swam the perilous stretch of the Niagara River below the falls.

She has thus achieved two reeords at the same time. She is the first girl to cross this treacherous strip of water, and, in getting from the United states to the Canadian bank in ten minutes, she lowered by one minute the record previously held by William Hill, the veteran Niagara riverman. (The Evening News of India, 29-8-1931).

### મી૦ ઘોષે બે કલાકમાં ૧૦ વખત ગંગા નદી ઓળંગી.

નાથનગર (ભાગલપુર) તા૦ ૨૭ મી૦ કલકતાવાળા મી. પ્રફુલકુમાર ઘોષે ભાગલપુર, બારાનાથ ઘાટ ખાતે સ્ત્રીપુરૂષોની મોટી હાજરી સમક્ષ તરવાના પ્રયોગો કરી બતાવ્યા હતા. તેઓ લગભગ બે કલાકમાં એક પણ મીનીટની વીશ્રાંતી લીધા વગર ગંગા નદી દશ વાર ઓળંગી ગયા હતા. (સાંજ વર્તમાન તા૦ ૨૮-૪-૩૧.)

**Indian Olympic Records 1930:**—100 yards-H. Durnford, 1 min. 6 secs., 220 yards (breast)-N. D Guzdar, 3 mins. 46-1/5 secs., 100 yards (back)-Ranbir Sinnh 1 min. 30-1/5 secs. 440 yards-N. C. Malik 5 mins. 52 secs. 1 mile-N. C. Malik 25 min. 3-4/5 secs.

### બે દલેર જરથોસ્તી ભાઇઓ તરનર અને સરકારી.

મુંબઇ ગ્રાંટરોડના બાલારામ સ્ટ્રીટમાં એક હથ્યારબંધ ધાસ્તીભરેલા ચોરને પકડી આપનારા દલેર જવાન મી૦ તરનરને તેમની બહાદુરી માટે ચાંદ તથા તેજ વખતે ચોરની રીવોલવરની ગોળીથી વીંધાઇ જઇ પોતાનો એક હાથ ગુમાવનાર બુઝોર્ગ ગ્રહસ્થ મી૦ સરકારીને રોકડ રૂપીઆનાં ઇનામો "ધી ગ્રાંટરોડ પારસી એસોસીએશન" તરફથી થોડુંક ઉપર એનાયત કરવામાં આવ્યાં હતાં.

---

## પ્રકરણ ૯ મું.

## પાયોનીઅર ઈંડીયન ગ્લોબ સાઇકલીસ્ટ.

### જાલ બાપાસોલા, અદી હકીમ અને રૂસ્તમ ભમગરાની સાઈકલ ઉપર દુન્યાની મુસાફરી.

### Parsi Cyclists Narrate The Story of their Experiences.

The following is their own narrative of the cycle tour round the world of the two Parsi youths who reached America.

Round-the-world tours have been undertaken by many but in nine cases out of ten walking is preferred. It is very seldom that we hear of these tours being successfully completed. Recently the conclusion of the war has given a fresh impetus to globe-trotters.

But cycling round the world is unique in itself, and the fact that very few undertake such a tour is sufficient to show that it is not an easy task as may be supposed, especially when we take into consideration the tedious hill climbing, crossing dreary and desolate deserts and passing through semi-civilised countries where there are no roads and where the life of a traveller is in danger. The last successful attempt on record of cycling round the world is by three Englishmen–Lowe, Lunn and Foster, (now Sir Foster Frases.) The route undertaken by us is the longest ever attempted by any globe cyclist and is deliberately planned to include the most difficult overland desert journey; which has so far never been undertaken by any cyclist in the world; we mean the great four deserts of Persia, Mesopotamia, Syria and Sinai deserts.

Both of us, Sgt. J. P. Bapasola and Private R. J. Bhumgara, are members of the 11th 2nd Bombay Pioneers (Territorial) and also the Cyclists' Touring Club of London and are trained athletes. A brief description as to our equipment will be of interest. Spare clothing, etc., are carried on the luggage carrier; a blanket is tied up on the handle bar and a haversack is also carried. It contains maps, books,

## સાઇકલ ઉપર દુન્યાની મુસાફરી કરવા ઉપડેલાં છ વીરલા પારસી જવાનો



મેસર્સ અદી હકીમ, રૂસ્તમ ભમગરા, નરીમાન કાપડયા, જાલ બાપાસોલા, જી. એમ. હાથીરામ અને કેકી પોંચખાનાવાલા.

સાઇકલ ઉપર દુન્યાની મુસાફરી કરનારા ફતેહમંદ વીરલા પારસી જવાને



મેસર્સ જાલ પી. બાપાસોલા, રૂસ્તમ જે. ભમગરા અને અદી બી. હકીમ.

tools and accessories, medicines and other articles of necessity. A water-bottle is also hung on the handle-bar. The total weight of all these is just over eight pounds.

Soon after leaving Bombay on 15th October, 1923, we were on the famous Grand Trunk Road, the cyclists' delight and the motorists' pride. These are excellent roads lined with big shady trees on each side affording excellent protection to a fatigued traveller from the heat of the tropical sun.

Moreover, the pleasures of travelling are enhanced by the "Rest Houses" or "travellers' bungalows" as they are called, where good food and accommodation can always be had.

After crossing in succession in the Western Ghats, the Chandor and Satpura ranges, we reached Agra.

We have seen so many architectural wonders but none can equal the beautiful edifice of the Taj Mahal. It is indeed an everlasting glory to Mumtaz Mahal, in whose memory it was built by the Moghul Emperor Shah Jehan.

At Delhi, his Excellency Lord *Reading*, the *Viceroy of India*, signed his autograph in our autograph book. While cycling through Baluchistan our lives were in danger, because only a couple of days before our entry into Baluchistan Major Finnis, the Political Agent was shot dead by hostile tribes and in order to escape attention and safeguard ourselves we had to change our dress.

Next we entered Persia where a dreary and desolate desert lay before us. Even motor cars have to take sufficient food and water and have great difficulty in passing through this place. In some places the sand is so soft that a special batch of labourers is kept to push the car through the sands.

The only food we got was bread in the form of a flat circular cake about 3/8 inch thick and 12 to 15 inches in diameter while water was absolutely unobtainable. The Telegraph posts were the only guide and sand and horizon the only objects in view.

From Persia we came to Mesopotamia and reached Beghdad where

H. M. the King of Iraq gave us audience and added his autograph to our collection.

## *Across Mesopotamia and Syria and the Sinai Desert.*

This desert journey was accomplished under the most adverse conditions. A very violent wind with sand storms continued to blow for days throughout while the extreme heat made us completely sunburnt when we reached our destination—Jerusalem. Soon after leaving Jerusalem the fertile velleys and lovely mountainous scenery changed into arid desert with burning sand. This was the worst of its kind so far crossed. The mere sight of the frightful and horrible sand dunes *made our hairs stand on ends. Here we followed the railway and* employed the ingenious device of putting the cycle on the rail and wheeling it. It was in this desert that we were attacked by the natives owing to a misunderstanding, and *had to collect all our resources* to avoid a catastrophe.

## Imprisoned as Spies.

In Europe we cycled through Italy, Switzerland, Austria. Hungary, Czecho-Slovakia, Germany, Holland, Belgium, France and are now in Great Britain—15,000 miles.

On the Continent our worst experience was in Italy, where we where imprisoned a whole night as German spies, but the next morning amidst every one's laughter we were set free.

Leaving Italy we entered Switzerland over the Simplon Pass. It was in the beginning of November that we entered the Pass when it was blocked up with snow. The snow was over two feet and when we were half-way through the Pass we got completely benumbed with cold and thought of giving it up but were rescued. After cycling through England, Scotland and Ireland we sailed over to America and intend making our way home by Japan and China. So far we have covered 25,000 miles.—(Associated Press).

## પારસી સપુતોનો હીંમત અને ઉમંગનો જાહેર જુસ્સો.

ઉધરતા પારસી જુવાન્યાઓ માંહે જે જાહેર જુસ્સો, ઉમંગ, ઉલટ અને હીંમત નજરે પડે છે તે એક સંતોષ અને ખુશાલી ઉપજાવનારી બાબદ છે.

કોટથી મારકીટ જવા અર્થે ત્રામ, બસ કે વિકટોરિયા વીના કેટલાકને ચાલતું નથી. ઓફીસને ચોથે મજલે જાવ–આવ કરવાની નોકરી કરતાં કેટલાક હાંફી હુંફી જાય છે. મોહોલ્લામાં ચોર આવવાની બુમ પડતાં જેઓ ફાળ ખાઇ ચોંકી ધ્રુજરા બની જાય છે તેઓ માટે દુન્યા ફુદાવી આવેલા ઉપલા નર રતનો બહુ અચ્છો દાખલો સબક શીખાડવા સાથે પુરો પાડે છે.

"ધી ઝોરાસ્ટ્રીયન ફીઝીકલ કલચર એન્ડ હેલ્થ લીગ", પારસી વોલન્ટીઅરીંગ, પારસી એમબ્યુલન્સ બ્રીગડ અને બોયસ્કાઉટસની રૂડી હીલચાલ, કેળવણી અને કાર્યનાં વહેવાર અને ઉપલાં કાંઇક સંગીનફળ છે. ઉપલી રૂડી હીલચાલે ઉધરતા પારસી નર–નારીઓને હીંમત આપી તેમની છાતી પોલાદી બનાવી છે અને તેવો એક વખાણવા જોગ દાખલો ઉપલા વીરલા અને કીર્ત્તિવંત પારસી સાઇકલીસ્ટોએ હીંમત સહિત પુરો પાડી પોતાનાં નાંમ કામ અને કોમી કીર્તિની જય પુકરાવી છે.

## પ્રથમ કેશમીર–સાઇકલ ઉપર–પછી દુન્યાની મુસાફરીએ.

થોડાં વર્ષ આગમજ કેશમીર સુધી સાઇકલ ઉપર જવાનો કેટલાક પારસી જવાન એક્ષ્લેટોનો સાહાસ ફતેહમંદ ઉતરવે તેઓની ટોળી માંહેલા બે તથા બીજા ચાર દલેર જરથોસ્તી બીરાદરો દુન્યાની મુસાફરીએ સાઇકલ ઉપર નીકલી પોતાનો તે પ્રયાસ ફતેહમંદી સહિત કીર્તિવંત આકારમાં હાર પાડી ચુકયા છે. આ સાહાસ અર્થે મુંબઇથી કુચ કરનારા ૭ દલેર સાઇકલીસ્ટોમાં **૧ જાલ. પી. બાપાસોલા ૨ કેખુશરો દી. પોંચખાનાવાલા ૩ નરીમાન બી. કાપડયા ૪ રૂસ્તમ જે. ભમગરા ૫ છ. એમ. હાથીરામ ૬ અદી બી. હકીમ** મુંબઇથી સાથે ઉપડયા હતા. ૭ માંહેથી ત્રણ છુટા પડવે બાકીનાં ત્રણ અદી હકીમ, જાલ બાપાસોલા અને રૂસતમ ભમગરા "પાયોનીઅર ઇંડીયન ગ્લોબ સાઇકલીસ્ટસ" તરીકે છેવટ ટુલીક ફતેહમંદ નીવડયા હતા જેઓ પોતાનાં સત્તાધારી પુસ્તક With Cyclists Round the World માં ઉકમાઇ અને હરખનાં ઉભરા સાથે તમામ વાજબી રીતે જણાવે છે કેઃ—

With a pardonable pride we may summarise our achievements :—

We have been the first World-Cyclists (1) to cross the deserts of Persia, Mespot, Syria and Senai ; (2) to cross Korea, the Hermit Kingdom, hitherto a sealed book for globe-trotters; (3) to hold a world record for covering 171 miles in 16 hours on cycles. Add to these, lesser feats, *e. g.* scaling the solitary Alps in the worst part of the year; going over the Rockies and the war-zone of fighting China and may be, you have some idea of our tiny enterprise. We travelled 44,000 miles, at times in 140° heat, for days without food, at times without water, *at times in Alpine blasts, at times in pirate-infested territories*, at times in regions and swamps in danger of worst maladies afflicting us, often through dense jungles infested with wild animals, snakes and hostile

semi-savage tribes, and sometimes escaping death by inches. We carried no fire-arms. At times we were treated kindly, at times we were shut out in bitter cold. *Often we tasted hospitality* and sometimes saw the inside of a jail. We avoided the sea and went over the *most difficult routes where cyclists had never been before us,* But our aims sustained us in our world-tour and after four years and five months of wanderings we turned back to Mother India, convinced of the innate goodness of human nature and unity of life, with increased devotion to God and faith in the truth of the ancient Indian saying, " He is One, Immutable and Transcendental manifesting Himself in various forms, the eternal abode of peace and bliss."

Adi B. Hakim, Jal P. Bapasola, Rustom J. Bhamgara, ( Pioneer Indian Globe-Cyclists.)

## મુસાફરીની શરૂઆત.

આ ૭ પારસી વીરલાઓએ ૧૫ મી અકટોબર ૧૯૨૩ ને સબકતે દીવસે ગ્રાંટરોડથી ઉપડી પોતાની દુન્યાની મુસાફરીની સબકતી શરૂઆત કરી હતી. તેઓ માંહેલા ત્રણ અદી બી. હકીમ, જાલ, પી. બાપાસોલા અને રૂસ્તમ જે. ભમગરા આખી મુસાફરી સંપૂર્ણ કરી તા૦ ૧૮ મી માર્ચ ૧૯૨૮ ના દીવસે મુંબઇ યાને ગ્રાંટરોડ સુખરૂપ પાછા ફર્યા હતા.

## ત્રણ ભાઇઓ અલગ થયા.

ટુર માટે સાથે નીકળેલા ઉપલા ૭ જરથોસ્તી બીરાદરો માહેથી નીચલા ત્રણ ભાઇઓ કેકી ડી. પોંચખાનાવાલા, ગુસ્તાદ ડી. હાથીરામ અને નરીમાન બી. કાપડયા એક યા બીજા કારણસર ફરજ્યાત ટુરનાં જોડાણ માંહેથી દુર થયા હતા. તેઓ કેમ અને કયારે છુટા પડ્યા હતા તેની નોંધ નીચે મુજબની છે:—

### (૧) નરીમાન બરજોરજી કાપડયા.

આ ભાઇ ઇરાન મધે તેહેરાન હતા તે વખતે પોતાના મરહુમ પીતાની મીલકત હાથ માંહેથી જતી બચાવવા વડા પુત્ર તરીકે ફરજ્યાત મુંબઇ પાછા ફર્યા હતા. એવણ મી૦ રતનશાહ બાસનાવાલા જેવણ મી૦ નરીમાન કરકરયા સાથ ઇરાન ગયા હતા તેમની સાથે બગદાદથી બસરા થઇ સ્ટીમરમાં મુંબઇ આવ્યા હતા.

### (૨) કેકી ધનજીશાહ પોંચખાનાવાલા.

આ ભાઇ સાઇકલીસ્ટો સાથે અમેરીકાનાં ન્યુયોર્ક શહેર તુલીક સાથે હતા પણ પોતાના પીતાની માંદગીના સમાચાર જાણી તેમને મુંબઇ આવવાની ફરજ પડી હતી. ઇરાનવાલા ડા૦ મીનોચેહેર દાદીએ મી૦ પોંચખાનાવાલાને બનતી મદદે સ્ટીમર ઉપર ચઢાવવાની મુશ્કેલીમાં

બેશક ભારે સેવા બજાવી હતી. મુંબઇ આવવા બાદ ભાઇ કેકી પોંચખાનાવાલાનાં માતાજી મરણ પામતે અને તે પછી તેમના પીતા પણ ગુજરતે એવી મુસ્કેલીભરી સ્થીતીમાં તેવણ ટુર ઉપર જોડાવાને તદન અશક્ત થઇ પડયા હતા.

## (૩) ગુસ્તાદ મહેરવાનજી હાથીરામ.

પઇસાની મુસ્કેલીના સબબે અમોને જેમ અમેરીકામાં કામકાજ કરવું પડયું હતું તેમ મી૦ હાથીરામ પણ રાતની એક "નાઇટ–સ્કુલ" માં ઇલેક્ટ્રીકનું કામ શીખવા જતા હતા. અમો આગળ વધ્યા તે વખતે પણ તેમણે અમારી સાથે ન આવતાં ન્યુ યોર્ક માંહેજ રહેવાનું પસંદ કર્યું. અમે રંગુન આવ્યા તે વખત સુધી મી૦ હાથીરામનાં કાગળપત્રોની આપલે થતી હતી પણ ત્યાર બાદ એ ભાઇનાં કાગળો મુદ્દલ મળતાં નથી જેથી હાલ એવણ ક્યાં છે તે જણાતું નથી.

## પાછા ફરતી વખતનું અનુપમ માન.

જે ત્રણ પારસી વીરલાઓ સાઇકલ ઉપર દુન્યાની મુસાફરીમાં ફતેહમંદી સહીત કીર્તીવંત નીવડી મુંબઇ પાછા ફર્યા હતા તેમને અત્રે મળેલું માન તેઓ પોતાનાં રસીક અને યાદગાર પુસ્તકમાં ૪૨૧ મે સફે વીગતવાર જણાવતાં ઉમંગના ઉભરા સહીત લખે છે કેઃ—

"18th of March 1928 will ever remain a red-letter day in our autobiographies, if we ever dare publish one. The night of the 17th March found us at Kurla, a suburb of Bombay. We were scheduled to leave Kurla at 6 A. M. It was hardly daybreak when the crowds began pouring in. Soon we found ourselves surrounded by people who had *come to receive us. Music was there; film-producers were there;* a troop of cyclists and an army of scouts were there; an unending line of cars and buses gaily decorated and containing huge number of the fair sex formed an imposing part of the procession. At 6 A. M. exactly the huge procession started towards the City. It winded its way through the main thoroughfares of the City. It halted at Sion, Matunga and Dadar. At Dadar the whole population of the Parsi Colony turned out to greet us. From Dadar, via Parel and Byculla we came down to Lamington Road, at the Gilder Tank Maidan the spot from where four years and five months ago we started on the world-tour. The journey from Kurla to Bombay was a sort of triumphal march. We were garlanded by the people till we were buried in flowers; and yet garlands and more of them came thick and fast

## સાઈકલ ઉપર દુન્યાની મુસાફરી કરનારા ફતેહમંદ પારસી જવાન્યાઓ



મેસર્સ રૂસ્તમ જે. ભમગરા અને જાલ પી. બાપાસોલા.

and in our heart of hearts we were touched at so enthusiastic welcome from our own countrymen. At the Maidan a monster meeting was held under the presidentship of Sir Cowasji (Jr.) What noise and bustle was there! Good Reader, do you recollect the description of the start? Yes there was the same bang, crash, bang; the same music but we now thought it was melodious; the same sounds from a huge party as if on picnic bent, only it was very huge; windows flew open and cheering crowds waved a welcome home to three weather-worn Cyclists.

A huge dais was erected at the Maidan. Loud-speakers were installed all over the place. We were conducted to the central dais. Messages of congratulation and welcome poured in. The Indian National Herald issued a Special Supplement welcoming us. Amongst the numerous messages one was from His Excellency, Sir Leslie Wilson the then Governor of Bombay. His Excellency wrote, "I am very glad to send my message of welcome to the three Parsi Cyclists who are due in Bombay on completion of their feat of riding round the World. This achievement is one which ranks high in the annals of endurance and shows that the three Cyclists who accomplished so great an undertaking are possessed of courage and initiative as well. When one considers the many months of difficulties, trials and troubles which they have passed through, determined to carry out the object with which they left Bombay, one cannot but congratulate them with all heartiness and every sincerity and I feel sure the public of Bombay will appreciate to the full the success of their great endeavour."

The days that followed were busy days. Amongst the several meetings that were organised one was at the Sir Cowasji Jehangir Hall and the other at the Precious Cinema. At the former a purse of Rs. 5,600 was presented to us while at the latter the citizens expressed their appreciation of our feat by presenting us another purse of Rs. 2,200. Of course, we had to narrate our experiences over and over again. It was a unique welcome the like of which, we hope, the public of Bombay will not fail to extend to another son of Mother India—Scouter F. J. Davar who is shortly due in Bombay on the conclusion of a similar enterprise.

## દુરનું રસિક અને કીંમતી પુસ્તક.

પનોતા પારસી પહેલવાનો સાઇકલ ઉપર દુન્યાની મુસાફરી કરી તા૦ ૧૮મી માર્ચ ૧૯૨૮માં કીર્તિસહિત પોતાને વતન ઇશ્વર કૃપાથી પાછા ફર્યા છે. વર્ષો સુધીની તરેહવાર પ્રકારની રંજ કંઇપણ ગંજના બદલા વીના ખેંચી છેવટે કીર્તી મેળવી તેઓ તરોતાઝગી ભરેલા પોતાને ઘરે પાક્કા પહેલવાન બની પાછા ફરી એ દલેર પારસી પહેલવાનોએ ૧૨૦૦ વર્ષની પારસી તવારીખમાં પોતાનું નામ સોનેરી શબ્દોથી શોભા અમર કર્યું છે. આ પનોતા વીર પુરૂષોની જે પ્રકારની ધરખમ કદરશનાસી થવી જોઇએ તે થઇ નથી જે ખરેજ શોચનીય છે. આ પારસી વીરલાઓ જો અમેરીકન હોત અને એવી નાંમના તેઓએ પોતાના દેશમાં મેળવી હતે તો આજે ઉપલો દરેક પારસી સાઇકલીસ્ટ રૂા. ૫૦ હજારનો ડુંગર પોતાનાં ઇનામ તરીકે જરૂરજ મેળવતે. અફસોસ કે હીંદમાં નાણું ભેગુ કરવાના મારવાડી વેપલા અને કોમી અદેખાઇ સીવાય આવું રૂડું સ્પોર્ટીંગ ઝનુન અને કદર તથા પ્રેમ નાત-જાતની ગણત્રી વચ્ચે આવ્યે કદીપણ આગલ વધતી નથી.

સાઇકલ ઉપર દુન્યાની મુશાફરી કરનાર



જંગી પારસી જવાન મી૦ અદી બી. હકીમ.

સ્કાઉટર હાવરનું દુન્યાની મુસાફરીને લગતું બીજું સંપુર્ણ પુસ્તક હવે પછી બાહેર પડે તે આગમજ પોતાની દુન્યાની મુસાફરીએથી પાછા ફરેલા ત્રણ જરથોસ્તી જંગી જવાંમર્દો મેસર્સ અદી. બી. હકીમ, જાલ પી. બાપાસોલા અને રૂસ્તમ જે. ભમગરાએ પોતાની ટુરનો રસિક અને વીગતવાર હેવાલ રજુ કરતું ૪૨૨ સફાનું અનેક ચીત્રોથી ભરપુર પુસ્તક રૂા. ૫ની તમામ વાજબી કીંમતે બાહેર પાડયું છે જે પારસી તો શું પણ હીંદીવાને હોંસથી ખરીદી પોતાના ઘરમાં ઉકમાઇ સકીન જાળવી રાખવું જોઇએ છે. પારસી ઘરમાં પનોતા પારસી પહેલવાનોની આ નામાંકીત નોંધનું પુસ્તક પોતાની આવતી ઓલાદને માટે ખાસ ઉમંગથી ખરીદવું જોઇએ છે. પાને પાને રસમય નોંધની દીલ ઉશકેરનારી જે સાચી હકીકત રજુ થઇ છે તે રસીક અને ઉપોગી તેમજ બેંચાણકારક અને બળવાન છે. "બાહુ-બળ" શું કરી શકે છે.'તે આ પુસ્તક દેખાડે છે. પારસી નામ અમર કરનારો તે યાદગાર ગ્રંથ છે.

# સ્કાઉટર દાવરની ૭ ખંડ, ૫૦ દેશ, રેતીનાં રણ, પહાડ તથા જંગલની દુન્યાની મુસાફરી.

## ૬૮ હજાર માઇલની સાઇકલ-સ્વારીનો અદભુત અને અનુપમ રેકૉર્ડ.

સ્કાઉટર ફરામ જે. દાવરે સાત વર્ષ વેર દુન્યાની મુસાફરી કરી જે પ્રાકરમ કરી બતાવ્યું છે તેની જોડી મલવી મુશ્કેલ છે. એવી મહા ભારે પહેલવાની આજવેર કોઇએ પણ કીધેલી જણાઇ નથી. અલબતાં ઘણાં મુસાફરો દુન્યાનાં ખંડોમાં લાંબેવેર હજારો માઇલની મુસાફરી કરી આવ્યા છે. પણ એક લોખંડી બાઇસીકલ ઉપર ૬૮ હજાર માઈલાના લાબી મુસાફરી અનેક મુશ્કેલીઓ, જોખમો અને હાદેસાઓ વચે કોઇપણ દેશ કે કોમનો વીરલો આજવેર કરી આવેલો નોધાયો નથી. આ અપુર્વ માન જરથોસ્તી પહેલવાન મી૦ ફરામ દાવર મેળવવાને નસીબવંત નીવડયા છે.

## મહાન પારસી ગ્લોબ સાઈકલીસ્ટ.



૬૬૦૦૦ માઇલની સાત વર્ષની અદભુત રેકોર્ડ મંજલ દુન્યાનાં ખુણે ખુણામાં એક પુશ-બાઇસીકલ ઉપર કરી માર્ચ ૧૯૩૧માં પાછો ફરેલો બહાદુર જરથોસ્તી બચ્ચો સ્કાઉટર ફરામ જે. દાવર.

મી૦ દાવરના માત-પીતા હયાત નથી. તેમનો એક ભાઇ અને એક બ્હેન છે. એમની વય ૩૭ વર્ષની છે. એમને ફોર્ટ હાઇ સ્કુલ મધે કેળવણી લીધી હતી. મી૦ ફરામ દાવર મુંબઇ હતા ત્યારે સ્કુલમાં ડ્રીલ શીખવવા ઉપરાંત ગવરનમેંટ હાઉસ તથા બીજા સરકારી ખાતાઓમાં પોતાના બાપીકા ઘડીઆલને ચાવી આપવાનાં ધંધાની નોકરી બજાવતા હતા.

એવણે છેલ્લી મહાન લડાઇ વેળા ઇજીપ્ત તથા બીજાં મથકોએ સરકારી નોકરીમાં ઝીપલાવ્યું હતું અને ત્યાંથી આવી પોતાનાં લડાઇનાં અનુભવનું એક નાનું પુસ્તક પ્રગટ કીધું હતું જેનો દીબાચો આપણા તે વેળાનાં ગવરનર અને હાલ નેમાયલા વાઇસરોય લોર્ડ વીલીંગડને લખ્યો હતો. પ્રથમ દશ વરસ ઉપર એવણ મી૦ કેખશરૂ પીટરની પાર્ટી સાથે બહારોટનાં પહાડ ઉપર ગયા હતા.

એવણ ૧૯૨૨ના માર્ચ માસમાં પોતાના સાતીના ૧૨ મુંબઇવાળા કેટલાક સ્કાઉટોનો સ્કાઉટ ગ્રુપ લઇ પગે ચાલીને નેરલ થઇ માથેરાન ગયા હતા. બીજે વરસ (૧૯૨૩નાં માર્ચમાં) એવણ બે પારસી સોબતીઓને લઇ મુંબઇથી કેસ્મીર બાઇસીકલ ઉપર જઇ આવ્યા હતા.

## જગ-મુસાફરીની શરૂઆત—સ્વિદનમાં મળેલો સોબતી.

એવણ અત્રેથી દોસ્તો તથા ખેરખાહો તરફનું માનપાન પામી ભલી દુવાઓ લઇ ૧૯૨૪ના સાલની ૨૪મી જાનેવારીએ પોતાની જગ-મુસાફરીએ મુંબઇથી બાઇસીકલ ઉપર એકલા સ્વાર થયા હતા. એવણ એ બાદ તા૦ ૨૨મી માર્ચ ૧૯૩૧ને દીને રવીવારે મુંબઇ પાછા ફર્યાં હતા. કહે છે કે એવણ યુરપમાં હતા ત્યારે એવણ અત્રેથી બેસીને જે સાઇકલ ઉપર જગ-મુસાફરીએ નીકળ્યા હતા તે ગુમ થઇ હતી અને તેથી જર્મનીમાં તેમને બીજી સાઇકલ લેવી પડી હતી. મી૦ દાવરે પોતાની હાલની જગ-મુસાફરી દરમ્યાન Cycling on the roof of the World એ નામની એક ચોપડી લખી અત્રે વેચવા મોકલી હતી. આ પુસ્તક તેમના ઉપર મુસાફરી તથા બીમારીનો જરૂરી ખર્ચ આવી પડયો હતો તે વાળવાને માટે તુરત લખવી પડી હતી.

એ પુસ્તકની એક નકલ નામદાર વાઇસરોય ઉપર મોકલતાં એ નામદારે તેની પહોંચ સ્વીકારતાં જણાવ્યું હતું કે:—

Viceregal Lodge, Simla, 30th September 1931.

I am very interested to read Mr. F. J. Davar's account of his cycling tour over the Roof of the World and feel that he and his companion have accomplished a great sporting, achievement.

(Sd.) Willingdon

મી૦ દાવરે આગળ છેલ્લી યુરપની ખુનખાર લડાઇ વેળાં કેટલાક મથકોએ જઇ ભાગ લીધો હતો અને તેના બનાવોને લગતું કેટલુંક લખાણ 'Cameos of the War' નામની એક નાની ચોપડી મધે આપ્યું હતું. તે ચોપડીનો દીબાચો નામદાર લોર્ડ વીલીંગડને મદ્રાસના જ્યારે ગવરનર હતા ત્યારે જાને લખેલો તે પુસ્તક મધે છપાયો હતો.

મી૦ દાવરે અત્રેથી નવેમ્બર ૧૯૨૪માં સ્વીડન મુકતાં ત્યાંના એક જવાન હીંમતવાન ગ્રહસ્થ મી૦ ગસ્તેવ ક્રેવજાનીકને પોતાની જોડે લીધા હતા જેમની આપણા શહેર મધે પધરામણી થઇ હતી. પચાસથી વધુ દેશો તથા વીશથી વધુ રાજ્યો મધે ૬૪ હજાર માઇલની મુસાફરી એકજ બાઇસીકલ ઉપર આ પારસી વીરલાએ કરી છે અને એથી થોડીજ ઓછી મંજલ એમના ગોઠીયાએ પણ કાપી છે.

### દક્ષિણ આફ્રીકાનો અનુભવ.

દક્ષીણ આફ્રીકાની ભાષા શીખી જંગલી જાનોમાં મી૦ દાવર પજોટાઇ જતા. તેમને જોઇને પહેલાં તો જંગલી જાનો ભડકી જતી પણ તેમને પોતાની મુસાફરીમા એકઠી કરેલી નવાઇની ચીજો દેખાડવાની લાલચ બનાવી તેમજ બીજી રીતે તેમની સાથ દોસ્તી પણ પાડી તેવણ ભલી જતા, તે એટલેવેર કે આ જંગલી જાનો પોતાની સાથ તેમને રહેવા દઇ ભોજન વટિક જમાડતી.

દક્ષીણ અમેરીકાના જંગલી મુલ્કોમાંના એમેઝોનો જેવી રાક્ષસી ઓરતોથી વસાયલા ભાગમાં તેમને જેવોતેવો ત્રાસ પડયો નહતો. ત્યાંનાં જંગલો એટલાં ગીચ હતાં કે ઘણી જગાઓએ તેમને પોતાની બાઇસીકલોને પટાએ બાંધી ખાંધપર મારીને પસાર થવું પડયું હતું. તેવણે ઘણાક ઝેરી જંતુઓ તથા બીજા જાનવરો જોયાં છે જેમાંના કોઇક તેવણ જણાવે છે કે તે મોટી પાંખથી ઉડે છે અને તેમનો ડંખ આપણા હીંદુસ્તાનનાં કોબ્રા નાગ કરતાં પણ વધુ ઝેરી હોય છે. તેમને દક્ષીણ અમેરીકામાં એક એવો કરોળયો દીઠો કે જે એક મોટાં પક્ષીને મારી નાંખી એકી વેળા ખાઇ જતો. વળી તેવણે નવી નવી જાતની માણસખાઉ મછી તથા લોહી ચુસુ વણુવાગલાં જોયાં છે.

## દક્ષીણ અમેરીકાનાં જંગલીઓ—વીજળીનાં તોફાનો.

મી૦ દાવરે એમેઝોનોનાં મુલકમાં જંગલીઓ જોયા છે કે જેઓ માણસ નથી ખાતાં છતાં વીફાલ છે. તેઓ એક ગુજરેલા માણસના માથાને પુંજે છે કે જે વાંદરાના માથાં જેવું નાનું છે. આ માથાંને વરસો વેર ધીમા આતશપર મુકી સુકવી નાનું કરવામાં આવે છે. આ ક્રીયા જંગલીઓના મોટા ધર્મગુરૂઓ કરે છે.

બોલીવ્યાના ઉંચા પહાડોપર આ બંને બહાદુર મુસાફરોને મોટાં વીજળીક તોફાન નડયાં હતાં. દક્ષીણ પીરૂમા તેઓએ ધરતીકંપના આચકા અને પીરૂના પહાડો વચે સખત ઠંડી ખમી હતી. આપણા હેરતભર્યા મુસાફરીના વીટંબણા ખમનાર એકવરયા જરથોસ્તી જવાન જે જે રાખવા લાયક અજાયબીની ચીજો હોય તેનું જાણે એક સંગ્રહસ્થાન સાથે લઇ આવ્યા છે. ત્રાગુમે ફોટોગ્રાફો, નવાઇ જેવી ચીજો મલી તેનાં લખાણો, સુધરેલાં સ્ત્રી પુરૂષો ફાંકડા પોષાકો માં તેમને મળ્યાં તેમજ નગ્ન હાલતના જંગલીઓની સાથે પણ તેવણ હાથસે હાથ મીલવતા. જંગલી માણસખાઉ શખસો વચ્ચે જંગલમાં તેવણ કપડાં પેહેરી ફરતા તે જોઇ તેઓ તેમને હસ્તા. એવા ફોટોગ્રાફો મી૦ દાવરે લીધા છે.

## સાહરાનાં જંગલમાં તાવનો ગલબો અને આંખોને ઇજા.

પાંચ મહીનાંઓ સાહરાનાં બીહામણા બીઆબાન તથા ફ્રેન્ચ અને નાઇજીરીઆનાં જંગલોમાં એઓ હતા અને તડકાં કે તાપના ટપોટાની તેમને દરકાર કીધી ન હતી. વળી એનડીઝ પાહડની ઉંચાઇએ બબેવાર પોહચવા સાથ એઓ એમેઝોન જેવાં જંગલી અર્ધ પશુ જેવા બાયડાઓનાં જંગલોમાં નવ મહીના ગુજારી આવ્યા છે. સાત ખંડોમાં ફરી વળી ડઝનેક રાજાઓ અને તેટલાજ પ્રજાસતાક રાજ્યોના પ્રેસીડંટો ઉપરાંત ગવરનરો, મેયરો કે ત્યાંના મહાન નગેને મલી તેમના હાથ દસ્તક સાથની સહીઓ (ઓટોગ્રાફો) તથા જુદી જુદી ચીજોનો જમેલો ધરાવે છે.

લોહીચુસુ માખી મચ્છરો અને જંતુઓનાં હુમલા તથા માણસાઇ માંસ ખાંનારાં જંગલી લોકો વચ્ચે એઓ કેવી રીતે રહી શકયા હશે તેની કલ્પનાં કરવી સહેલ નથી.

મી૦ ફરામ દાવર જ્યારે ફ્રેંચ નાઇજીરીઆના જંગલમાં મુસાફરી કરતા હતા ત્યારે કમનસીબે એમના તથા એમના સાથી ઉપર તાવે ગલબો કીધો અને ત્યાંના વડા મથક ઝીનડર

ખાતે જઈ પુગતાં તેમને તાવનાં ચીનહ જણાતાં એક અઠવાડીયું સુધી તેઓ બીછાણે પડયા હતા. એમને ત્યાંનાં ગવરનર જેનરલ તથા કમાનડનટોએ એમના સાહસથી હેરત થઇ સીફારસ પત્ર લખી આપનાં જણાવ્યું હતું કે "સાહરાનું મોટું રણ સાઇકલ ઉપર પસાર કરનાર આખી દુન્યામાં રુકાઉટર દાવર પહેલાજ છે."

વળી મુસાફરી દરમ્યાન ઝેરી માંખોએ એમના ઉપર હુમલો કરવાથી એવણુ પોતાની આંખનું નુર ખોહતાં સહેજમાં બચી ગયા હતા.

## સાહરાનાં રણસાથની સાત ખંડ અને ૪૮ દેશોની પગ-મુસાફરી.

મી૦ ફરામ દાવરે સાત ખંડો અને ૪૮ દેશો મધે મુસાફરી બે પઇડાંના લોખંડી ઘોડાપર પગ મારીને કીધી છે. તેમના વીયેનીઝ સોબતીએ તેમનાથી ત્રણ ઓછા દેશ અને એક ઓછો ખંડ તેમની સાથ ઓળંગ્યો છે કારણ કે તે મી૦ દાવરની સંગતમાં જ્યારે મી૦ દાવર વીયેના જઇ પુગ્યા ત્યારે આગ્રહ કરી જોડાયો હતો. મી૦ દાવર અત્રે મુબઇથી તો તદન એકલાજ ફક્ત પોતાના લોખંડી રથ ઉપર ગયા હતા.

જે અચંબો પમાડનારો સાહાસ આપણા આ જંગી ફરામરોઝે કરી બનાવ્યો છે, તે હજાર માઇલના સાહરાના રેતીનાં રણ બાઇસીકલ ઉપર કુદાવવાનો છે. આ સાહાસ કાંઇ જેવો તેવો નહતો. સાહરાના રણમા માણસને ચાલીને જવાનુંજ નહી પણ ત્યાં જાનવરની પીઠ ઉપર જવું બહુજ બીકટ લાગે છે. પગ હેઠળ તાપનો સખત ટપોટો, આસપાસ રેતીના ડુંગરો અને માથે સખત ગરમ હવા સાથે સુરજનો તપોટો, એવો અદભુત સાહાસ આપણા વીરલા દાવરે કીધો છે. તેમને બધેબધ અચ્છો આવકાર મળવા સાથે રાજાઓ અને માણસખાઉ સરદારો સાથે મુલાકાત કીધી છે. ઇજીપ્ત ભણી સુદાન અને સેનીગલનાં વેરાનો તથા આરજાઇનટાઇન મુલકોને પગથી ચાલવાનાં બે પઇડાંનાં યંત્ર ઉપર પસાર કરી પહેલાજ પ્રવાસમાં બીકટ મુસાફરી કરી છે. તેમની મુસાફરીના હેવાલ દુરદરાઝના ભાગોમા જ્યાં જ્યાં તેવણ જઇ પુગ્યા ત્યાંના લોકોએ સાંભળી તાજુબ થઇ આ જગ-મુસાફર કોણ છે, તેની કોમ અને તેનો ધરમ શો હશે તે જાણવાને આતુરતા બતાવી હતી.

## ભયંકર એમેઝોનનાં મુલકમાં મુસાફરી—કુદાવેલા પહાડો—ઉત્તરે આર્ટીક મુલકોમાં સવારી.

દક્ષીણ આફ્રીકાનાં સર્વેથી જંગલી ભાગોમાં તેવણ જઇ આવ્યા છે એટલુંજ નહી પણ દક્ષીણ અમેરીકાની એમેઝોન નદીના ઉપલા મુલકો જ્યાં જંગલી જાનવરો અને જંગલી આદમીઓ વસે છે ત્યાં તેવણે જવાની હામ ભીડી હતી.

એનડીઝના પહાડોની ટોંચે તેવણ પહોંચ્યા હતા. જેનરલ લેગોસ નામનું શેહેર જે ચીલીની સરહદ ઉપર આવ્યું છે ત્યાંથી તેવણ લા પાઝ કુઝકો એયુકા અને તીએલા જેવા નહી સંભળાયલા પહાડો ઉપર પહોંચ્યા હતા.

મી૦ દાવર તથા તેમના સોબતી અનેક મથકોએ સાઇકલીંગની શરતોમાં ઉતરી પહેલું

ઇનામ જીતી ગયા છે. તેમના સોબતીએ ૨૪ કલાકનો રેકોર્ડ દક્ષીણ અમેરીકામાં કરી બનાવ્યો હતો. તેવોજ રેકોર્ડ મી૦ દાવરે પણ કીધો છે. જે દેશમાં તેઓ ગયા ત્યાં આ પારસી અને વીએનીઝ પહેલવાનો સ્પોર્ટસમાં ઉતર્યા હતા.

યુરોપમાં પણ તેઓ એવીજ રીતે સ્પોર્ટસમાં ઉતરના અને રાજાઓ તથા પ્રેસીડંટો તરફના રીસેપશન દરબારમાં ભાગ લેતા, તેઓ છેક ઉતરે આર્ટીક મુલકોમાં સાઇકલપર જવામાં પહેલવહેલાજ હતા.

મી૦ દાવરે અનેક માહા પુરૂષોની સહી મેળવી છે. માજી જરમન કયસરની સહી સાથનો ફોટો તેમને પોતાનેજ હાથનો હાલના તેમનાં હોલેનડ મધેનાં ડુરન ખાતેનાં મકાનમાં મી૦ દાવર મેલવવા પામ્યા છે. તે ઉપરાંત હેડનબર્ગનો, ઇરાનનાં હાલનાં શાહરેઝાખાન પહેલવી, બલગેરીયાના રાજા બોરીસનો, બેલજીઅમનાં રાજા આલબર્ટનો, બોલીવયાનાં તથા આરજેનટાઇનના પ્રમુખો, ઇટલી અને બ્રેઝીલના વઝીરનાં ફોટોગ્રાફો સમાઇ જાય છે.

## યુરપ અને એશીયાનાં ૧૨ રાજા અને પ્રજાસતાક રાજ્યોના ૧૬ પ્રેસીડંટોની સહી.

પોતાની આલબમ મધે યુરપ અને એશીયાના ૧૨ રાજકર્તાઓ અને પ્રજાસતાક રાજ્યોના ૧૬ પ્રેસીડંટોની સહી લીધી છે. તેમનાં ફોટોગ્રાફો પણ તેવણ મેલવવા પામ્યા છે.

## દાદર પારસી કોલોની તરફથી રૂા. ૧૦૦૧ની ભેટ.

રવીવાર તા૦ ૧૨મી એપ્રીલ ૧૯૩૧ને દીને લેડી કાવસજી જેહાંગીર (જુન્યર)નાં પ્રમુખપણાં હેઠલ દાદર ખાતેનાં પાલમકોટ હોલમાં થયલા ખાસ મોટા મેળાવડામાં મી૦ ફ્રાંમ દાવરને "દાદર પારસી કોલોની" તરફથી રૂા. ૧૦૦૧ ની પર્સ તથા સોનાંનો ચાંદ અને રૂપાનાં વાજની ભેટ કરવામાં આવી હતી.

## કલકત્તામાં મળેલું માન.

જગપ્રસીધ થયલા બે મહાન સાઇકલીસ્ટ ગલોબ ત્રોટરઝ મેસર્સ ફ્રામ જે. દાવર તેમજ તેમના આસ્ત્રીઅન ગોઠયા હેર ગુસ્તાવ સ્તાવયાનીકે અત્રેના રહીશો મેસર્સ મીનુ દેશાઇ, ફ્રામરોજ એનજીનીયર, જે. પી. પારખ અને બી. બી. બીલીમોરીયાના ઇજનને સ્વીકારીને એક ડીનરના મેળાવડામાં બુધવાર તા૦ ૨૧-૧-૩૧ ના દીને તે મહાન મુસાફરો સાંજે બો બજાર ખાતે આવેલાં કલકત્તા પારસી હેપી હોમ હોટલમાં પધાર્યા હતા.

બંને પરોણાઓએ જે જે સ્થળોમાં નહી માની શકાય એવી ભયંકર હાડમારીઓ વેઠીને ૬૪૦૦૦ માઇલોની સાઇકલ મંજલ કરી હતી તેનો ચીતાર રજુ કરી હાજર રહેલાંઓના મનમાં વધુ માન ઉમેર્યું હતું. સાઉથ અમેરીકામાં તેઓ મુડદાં સાથ કેમ રહ્યા હતા તેમજ એમઝોન નદીનો ૬૦૦૦ માઇલનો રસ્તો કેમ કાપ્યો હતો તેનો દીલ ઉશકેરનારો અનુભવ આપ્યો હતો.

ખાણાંની શરૂઆતમાં શાહી સલામતી લેવાયા બાદ પ્રમુખ મી૦ ફ્રામરોજ તેમુલજી

ઇનામખોહયું હતું, અને મીસ ડી. અને મી૦ બીલીમોરીઆ ફતેહમંદ ઉતર્યાં હતાં.

એ બાદ એક લડાઇનો સીન ગોઠવવામાં આવ્યો હતો જેને માટે ખાસ રેજીમેંટને મશીન ગન, લુઇસ ગન તથા રાઇફલો સાથે બોલાવવામાં આવી હતી. એક બાજુ બચાવ કરનાર લશ્કરને ગોઠવવામાં આવ્યું હતું અને સામી બાજુથી હુમલો કરનાર લશ્કર રાખીને ઉપર વીમાનમાંથી બોંબો નાખવામાં આવ્યા હતા જે ઉપરથી લડાઇનો કાંઇક ખ્યાલ આવતો હતો.

## મીસ તાતાના પ્રયોગો.

ત્યાર બાદ મીસ આર. ડી. તાતાએ વીમાનમાં ઉપર જઇને હેરતભર્યા પ્રયોગો કરી બતાવ્યા હતા. આ પ્રયોગો ખરેજ વખાણવા લાયક હતા અને જ્યારે મીસ તાતા નીચે ઉતર્યાં તે વખતે લોકોએ તેઓને તાળીઓનાં ચાલુ ગગડાટ વચ્ચે વધાવી લીધાં હતાં.

## મી૦ જહાંગીર તાતાને "ગોલ્ડ કપ"

ત્યારબાદ ઇનામોની વહેંચણી થઇ હતી અને નામદાર લેડી સાઇકસે ફતેહમંદ ઉતરેલાઓને કપો વહેંચી આપ્યાં હતાં. આખા વરસ દરમ્યાન સઉથી સરસ "પરફોરમન્સ" કરવા માટેનું "બીમરડીવાલા ચેલેંજ કપ" જાણીતા પારસી વીમાની મી૦ જાંહગીર આર. ડી. તાતાને એનાયત કરવામાં આવ્યું હતું. મી૦ જાંહગીર તાતા હીંદુસ્તાનમાં "એ" લાઇસનસ મેલનાર પહેલાજ હીંદી છે અને તેઓએ આઠ દીવસમાં હીંદથી ઇંગલાંડ ઉડી જવાનો પ્રયોગ ૧૯૩૦ના મે મહીનામાં કર્યો હતો. આ સોનાનું કપ ખાનસાહેબ ડી. એચ. ભીવંડીવાળા તરફથી આપવામાં આવ્યું હતું. મી૦ તાતાને આ કપ આપતી વખતે લોકોએ તેઓને તાળીઓનાં અવાજોએ વધાવી લીધા હતા.

ખા૦ સા૦ ડોસાભાઈ હોરમસજી ભીવંડીવાળા,



જેઓએ વીમાની કળાને ઉતેજન આપવામાં ભારે ઉત્સાહ દેખાડી સોનાનું કપ ભેટ આપ્યું છે.

ઇનામોની વહેંચણી બાદ નામદાર ગવરનર અને બાનુ રવાના થયા હતા.

(જામે જમશેદ સોમવાર તા૦ ૩૦મી માર્ચ ૧૯૩૧)

## બોમ્બે ફ્લાઇંગ કલબ.

સર વીકટર સાસુનનાં પ્રમુખપણા હેઠળ તા૦ ૧૩મી જાનેવારી ૧૯૨૯ના દીવસે મુંબઇની ફ્લાઇંગ કલબ ઉઘાડવામાં આવી હતી. એ કલબ માહેથી પહેલ વહેલી એ. સર્ટીફીકેટ મી૦ જેહાંગીર આર. ડી. તાતાને એનાયત થઇ હતી. એક હીંદીવાન તરીકે તેમને તા૦ ૧૦મી ફેબરવારી ૧૯૨૯માં પોતાની એ બાબેની છેલ્લી કરામતના ગીર કરી હતી.

એ પછી પહેલી હીંદીવાન બાનુ પાઇલટ તરીકેનું મીસીસ ગોગીનબાઇ ફરામજી દીનશા પીટીટે અનુપમ માન મેળવ્યું હતું. તેણીને એ માટેની સનદ ૧૬મી મે ૧૯૨૯માં મળી હતી,

(સાંજ વર્તમાન તા૦ ૨૮-૧૧-૩૧)

## પારસી પાઇલટ—મુંબઇથી અમદાવાદ અઢી કલાકમાં.

ગુજરાતનું પાટનગર અમદાવાદ જે અહીંથી લગભગ ૩૦૦ માઇલને છેટે છે, તે છેટો હવાઇ વીમાનમાં અઢી કલાકમાં પસાર કરીને બે હોદુ પ્રવાસીઓએ આ મુસાફરી ઉપર નવોજ પ્રકાશ નાખ્યો છે. ગયા શનીવારે પરોઢીયામાં મુંબઇમાં નીપજેલાં શેઠ મંગળદાસ ગીરધરદાસનાં મરણની ક્રીયામાં સામેલ થવાને માટે તેમના એક ભાઇ અને એક મીત્ર અમદાવાદથી હવાઇ વીમાનમાં ઉપડયા, કે જે વીમાનનો દલેર હાંકનાર એક જવાન પારસી હતો. આ વીમાને આ બે ગુજરાતી ભાઇઓને લઇને અહીં ૨॥ કલાકમાં સલામતી સાથે આવી પુગ્યું. કલાકના ૧૦૦ માઇલની ઝડપે આ કબુતર, શહેરો અને ગામોની ઉપર ઉડતું અહીં ચાલી આવ્યું. તેણે આખા ગુજરાતમાં અને અત્રે મોટી ઉશ્કેરણી અને ઇંતેજારી ફેલાવી છે. બે ગુજરાતી ભાઇઓને માટે આ પગલું ઘણું હીંમતભરેલું હતું, તેટલુંજ મગરૂરીભરેલું કામ તેના પારસી પાયલટ અને હાંકનારનું હતું. આ ટપ્પો જે આસાનીથી અને સલામતી સાથે પસાર થયો છે તે ઉપરથી આ દેશમાં વીમાનની સરવીસને જો વધારે ફતેહ સાથે નીભાવવી હોય, તો તે કામ કાંઇ અઘરું નથી એમ પુરવાર થઇ ગયું છે. અલબત્ત હજુ એ હવાઇ રથોમાં મુસાફરી કરવી, તદનજ સલામત નથી તે ખરી વાત; પણ એવાં બીજા કયાં મુસાફરીના સાધણો છે કે જેમાં મુસાફરી કરતાં સહેજબી જોખમ કે ભય નહી હોય? એવા ભય અને અકસમતોથી જો આદમ જાત બીહતી અને ડરતી હતે, તો મોટર, ત્રેન, ત્રામ, ગાડી, કશાંનીબી મુસાફરી લોકો કરતેજ નહી. આ ગુજરાતી ભાઇઓએ જે શરૂઆત કરી છે તે વખત જતે એક ચાલુ અને નીયમીત મુસાફરીનું સાધન થઇ પડે તો અજાયબી કશીજ નથી. પુષ્કળ સુધારાઓ અને ફેરફારો પછી, આ હવાઇ વીમાનો માત્ર મોજશોખ નહી, પણ ઘણા ઉપયોગના સાધન થઇ પડયાં છે. આ દેશમાં તેને હજુ વધુ ઉત્તેજન અને મદદ મળવાની જરૂર છે.

(જામે જમશેદ તા૦ ૧૧-૧૨-૩૦)

## ઇંગ્લંડમાં પારસી વીમાની મી૦ તહેમુરસ્પ દસ્તુરની ફતેહ.

ઇંગ્લંડમાં હવાઇ વીમાનનાં પાઇલટ અને ઇનસ્પેકટર તરીકે કામ બજાવતા પારસી જવાન મી૦ તહેમુરસ્પ હીરજીભાઇ દસ્તુરનું એનજીન તુટી પડવાની હોનારતની રોઇટરે ખબર આપવા પછી મેલ મારફતે મળેલી ખબરો ઉપરથી માલમ પડે છે કે મી૦ દસ્તુરને એક બીજો અકસમાત થોડા વખતની વાતપર નડયો હતો. તેમને સબીના એર ત્રાનસપોર્ટ મધે પાઇલટ

તરીકે કામ બજાવતાં ઈંગ્લંડથી ફ્રાન્સ, હોલેન્ડ, જર્મની અને સ્પેનની હવાઇ સફર કરવી પડે છે. જર્મનથી રાતનાં ૯-૩૦ વાગતે ક્રોયડન ખાતે આવવા માટે ઉપડયા પછી બે કલાક રહીને મી૦ દસ્તુરનું વીમાન વાદળાંઓની અંદર સપડાઇ ગયું-બાહેર નીકળવાની સઘળી કોશેશો રદ જતાં વાયરલેસ સંદેશાઓ મદદ માટે છોડયા, પણ કાંઇબી જવાબ મળ્યો નહીં. થોડા વખત પછી જ્યારે પેટરોલ ફક્ત અડધોજ કલાક ચાલે એટલું બાકી હતું, ત્યારે મી૦ દસ્તુરનું વીમાન વરસાદ અને ગર્જનાનાં તોફાનમાં સપડાવાથી વીમાન ઉપરથી ફ્લેશ લાઇટ અને સર્ચ લાઇટ છોડવામાં આવી, જેનીબી કંઇ અસર નહી થવાથી મધરાતે દોઢ વાગતે મી૦ દસ્તુર અને તેવણનાં ગોઠયાએ પેરેશુટ મારફતે વીમાનમાંથી કુદકો મારી નીકળી જવાનો ઠરાવ કર્યો. મી૦ દસ્તુર પેરેશુટ સાથ દારૂનાં એક પીઠાંની બીલ્ડીંગપર પડયા, અને તેવણનાં બરડામાં ઘરનાં છાપરાં ઉપરની બાહેરની પાઇપ ભોંકાઇ ગઈ, અને ૧૫ ફીટની ઉંચાઇએથી તેવણ ભોંયપર તુટી પડયા. એન્ટવર્પની હોસ્પીટલમાં કેટલાક દીવસ સારવાર પછી તેવણને બાહેર જવા દેવામાં આવ્યા અને હાલમા તેવણ પાછું ક્રોયડન ખાતે પાયલેટ તરીકે કામ બજાવે છે. મી૦ દસ્તુરનો ગોઠયો તેનાં પેરેશુટ સાથ એક ખીણમાં પડતાં તેના માથાંની ખોપરી ફાટી ગઇ હતી જેથી તેનું મરણ નીપજ્યુ હતું.

નામદાર ડયુક ઓફ ગ્લોસ્ટરે એર સર્વીસ ત્રેનીંગ કાલેજ ખુલ્લી મુકી તે વખતે મી૦ તહેમુરસ્પ દસ્તુરે પોતાના વીમાન સાથ કરેલા "સ્ટનટસ"થી સરવે ખુશી થયા હતા. આ કોલેજ જેમાં ફક્ત ૩૦ વીમાનીઓનેજ ઇંગ્લંડના સઉથી સરસ એર પાયલટો મારફતે તાલીમ આપવા માટે દાખલ કરવામાં આવ્યા છે, તેઓમા મી૦ દસ્તુર એકલાજ હીંદીવાન છે. મી૦ દસ્તુરે આવા પાયલેટોનાં હાથ હેઠળ બોમ્બીંગ-મેસેજ પીકીંગ-પીન પોઇનટીંગ વગેરે કુશળતાની તાલીમ મેળવી છે, અને હવે તેવણ જર્મની મધે વધુ વીમાની અનુભવ મેળવવા માટે ત્યાં ૭ મહીના સુધી ફ્લાઈંગ કરવાનો ઇરાદો રાખે છે. (જામે જમશેદ તા૦ ૨૬-૧૨-૩૧)

## યુરપથી એરોપ્લેનમાં હીંદુસ્તાન આવેલાં પહેલાં પારસી બાનુ

### મીસ માણેક બહેરામજી મોદી.

જેઓ લંડનથી રેલ માર્ગે એથન્સ જઇ ત્યાંથી એરોપ્લેનમાં હીંદુસ્તાન આવ્યાં હતાં અને કરાંચીમાં ઉતર્યાં હતાં. તેવણ ગર્લ્સ ગાઇડને લગતું ઉંચ શીક્ષણ લેવા વીલાયત ગયાં હતાં અને પોતાની હીંદુસ્તાન તરફની વળતી મુસાફરી એરોપ્લેનમાં કરી હતી.



## પારસી વીમાની મી૦ દસ્તુરને સોનાના ચાંદની ભેટ.

૧૯૩૧ નાં વર્ષમાં મી૦ તહેમુરસ્પ હીરજીભાઇ દસ્તુરની માલેકીનું એરોપ્લેન જેમાં તેવણ એક ચીનાને હવાઇ બારકસ હંકારવાની તાલીમ આપતા હતા, તે બરકલેન્ડસ ખાતે ૩૦૦૦ ફીટની ઉંચાઇએથી તુટી પડી ભાંગીને નાશ પામ્યું હતું. મી૦ તહેમુરસ્પ દસ્તુર ઇજા પામવા વગર બચી ગયા હતા, જ્યારે ચીનાનાં માથાની ખોપરી ભાગી ગઈ હતી. આ હોનારત વખતે માણસનો જાન બચાવવા માટે ઘણી સારી સમયસુચકતા રાખવા માટે બ્રીટીશ એર મીનીસ્ટર તરફથી મી૦ દસ્તુરને સોનાનો ચાંદ એનાયત કરવામાં આવ્યો છે.

મુંબઇની સાસાન્યન ગ્રુપના આ ઇનસ્ત્રકટરે બોમ્બે ફલાઈંગ કલબનું પાયલોટ તરીકેનું "એ" લાઇસંસ મેળવી લંડનની બરકલેન્ડ સ્કુલ ઓફ ફલાઇંગમાં ચડતો અભ્યાસ કીધો છે.

## સોળ વરસની ઉંમરે પાઈલટનું એ. લાઇસન્સ મેળવનાર પારસી જવાન મી૦ નોશીર માણેકજી હોરમસજી ગઝદર.

આ વીરલા જરથોસ્તી જવાને જુહુની બોમ્બે ફલાઇંગ કલબમાં એક મહીનાથીબી ઓછી મુદતની ટુંક તાલીમ લઇ પાઇલોટ તરીકેનું એ. લાઇસન્સ જુન ૧૯૩૧ માં મેળવ્યું છે. દીલ્હી ખાતે ૧૯૩૨ ના ફેબરવારી માસમાં થયલી ઉડવાની શરતમાં તેમણે અચ્છો દેખાવ કીધો હતો.

## જી. આઇ. પી. રેલ્વેના પારસી એર પાઇલોટ.

જી. આઇ. પી. રેલ્વેનાં ઇલેક્ટ્રીશીયન મી૦ ફીરોઝ પી. નાઝીરે કરાંચી એરો કલબનું એ. વર્ગનું લાઇસન્સ ગયે વર્ષે યાને ૧૯૩૧ માં મેળવ્યું હતું.

## બીજા પારસી પાઇલેટો.

ઉડવાની તાલીમ માટેની કુશળતા ધરાવનારી સત્તાધારી સર્ટીફીકેટ "લાઇસન્સ" ના આકારમાં મેળવનારા બીજા જરથોસ્તી વીરલાઓ નીચે મુજબના છે:—

૧. મી૦ હોમી બહેરામ કરાની, સીતારામ બીલ્ડીંગ, (પ્રોવીઝનના નામાંકીત વેપારી, મુંબઇ, જુન ૧૯૩૧.
૨. મી૦ ગોદરેજ મહેરવાનજી કેરાવાલા, કરાંચી.
૩. મી૦ મરઝબાન રતનજી માંડવીવાલા. કરાંચી અને અમદાવાદ.
૪. મી૦ એફ. કે. તાલ્યારખાન, પુના અને કરાંચી.
૫. મી૦ મીનું નશરવાનજી ખરાસ, કરાંચી.
૬. મી૦ હોમી ભરૂચા, કરાંચી.

રેકાર્ડ કરનાર તરીકે" વોલ્ટર લીન દમનું નામ પ્રકાશીત થયું છે જેને ૧૯૩૨માં એ કીર્તીવંત રેકાર્ડ કાપો છે.

## મોટરમાં કલાકનાં ૧૭૮ માઇલ

૨૯મી જાનેવારી ૧૯૩૨નાં સ્થાનીક પત્ર "ટાઇમ્સ"માં જણાવ્યા મુજબ કલાકનાં ૧૭૮ માઇલની ઝડપે મોટર દોડાવવાનો રેકાર્ડ ઓશટ્રેલીયન મોટરીસ્ટ મી૦ નોરમન "વીઝાર્ડ" સ્મીથને ફાલે જાય છે. ન્યુઝલેન્ડના ૯૦ માઇલ લાંબા દરયા કીનારાપર કલાકનાં ૧૬૪ માઇલની ઝડપે ૧૦ માઇલની ઝડપનો રેકાર્ડ તેને તોડયો હતો.

થોડુંક ઉપર ઇગ્લંડમાં થયલી શનાઇડર ત્રોફીને લગતી શરતમાં ફ્લાઇટ-લેફ્ટેનંટ બુથમેને પોતાના નવાં ડીઝાઇનના મોનોપલેનમાં કલાકના ૩૪૦ માઇલની ઝડપથી નવો ઉડવાનો રેકાર્ડ નોંધાવી, બ્રીટન માટે શનાઇડર ત્રોફી જીતી હતી અને ત્રણ સામટાં વરસ તે મેળવ્યાથી આ ત્રોફી હવે બ્રીટનની માલેકીની થઇ છે.

ત્રોફી છતવામાં મળેલી ફતેહ છતાં શનાઇડર'કપ ટીમના સભાસદોએ હજી વધુ ઝડપ મેળવવાની કોશેશો ચાલુજ રાખી હતી, જેમ કરતાં ગઇ તા૦ ૨૯મીને દીને શનાઇડર ટીમના એક પ્રવીણ પાઇલટ ફ્લાઇટ-લેફ્ટેનંટ સ્ટેનફોર્થે, કેલશોટ ખાતે કલાકના ૪૦૮ માઇલની ઝડપે દુન્યાનો ઉડવાનો નવો રેકાર્ડ સ્થાપ્યો હતો.

## સ્ટેનફોર્થનો નવો રેકાર્ડ.

"રોલ્સ-રોઇસ"નું ખાસ 'Sprint' એનજીન ધરાવતું તેઓનું સીપલેન ૩૦ હો. પા. નું વધુ બળ ઉતપન કરી શક્યું જેથી આયંદે તેનું બળ ૨૬૦૦ હો. પા. જેટલું નીવડ્યું હતું. આ બહાદુર વીમાનીએ Course ના પાંચ ચકરાવા ચકભમ કરનારી ઝડપે લીધા તેજ વેળા ધારવામાં આવ્યું કે તેઓએ નવો રેકાર્ડ કર્યો હશે. ટાઇમીંગ ફીલમઝ ડેવલપ કરતાં આ માન્યતા ખરી પડી હતી. લેફ્ટનંટ સ્ટેનફોર્થે પોતે જ્યારે ૪૦૫ માઇલની ઝડપની લગભગ ખરી અટકળ કરી ત્યારે કોઇએ તે માની નહી, પણ છેવટે તે સતાવાર ટાઇમીંગથી માત્ર ૩ માઇલ ઓછી જણાઇ હતી. એ રેકાર્ડ લાંબો વખત ટકી રહેશે એમ ધારવામાં આવે છે. વીમાની વીરલા સ્ટેનફોર્થપર દુન્યાના સઘળા ભાગોમાંથી મુબારકબાદીઓ વરસી રહી હતી. ઝડપની કોશેશોમાં એનજીનપર એટલો ભારે બોજો આવી પડયો હતો કે તેના ડીઝાઇનરે તેને માટે એકજ કલાકની જીંદગી ઠરાવી હતી જેથી ત્રાયલ રનઝ લેવાનું પાઇલટ માટે અશક્ય થયું હતું.

## બ્રીટન પાસ સઘળા રેકોર્ડ્ઝ.

રેકાર્ડ કરનારૂં વીમાન, જે વીકરઝ એવીએશન લીમીટેડનાં સુપર મરીન વર્કસમાં બંધાયું છે, તે તેના મશહુર રોલ-રોઇસ એનજીન સાથે લંડનમાં જાહેર પ્રજાને જોવા એક અઠવાડયું ખુલ્લું મેલવા પછી ને ઓલીમ્પ્યા મોટર "શો"માં રજુ થયું હતું.

## મી૦ અદી પટેલ.

કાલબાદેવી જરર મહાલમાં આવેલી મેસર્સ પટેલ બ્રધર્સની પેઢીનાં માલેક મી૦ અદી પટેલ જેઓ મુંબઇમાંની એરો કલબના એક સભાસદ હોવા ઉપરાંત એક જાણીતા વીમાની પણ છે તેઓ લંડન ખાતેથી "ટાકી"ની લેટેસ્ટ મશીનરીઓની એજંસીઓ મેળવવાને માટે આજે કરાંચીથી ઉપડતો એર મેલ પકડવાને માટે ગયા સોમવારે મુંબઇથી મુંબઇની એરો કલબનાં એરોપ્લેનમાં કરાંચી જવા ઉપડી ગયા હતા. મી૦ પટેલ આવતા મંગળવારે લંડન પહોંચશે, અને પોતાના ધંધાને લગતાં કોન્ટ્રેકટો સહી કરીને પંદર દીવસમાં એર મેલ મારફતે અત્રે પાછા ફરવાનો ઇરાદો રાખે છે.



જાણીતા વીમાની અને ફીલમ એક્ષપર્ટ મી૦ અદી પટેલની એરમેલ મારફતે લંડનની સફર કરવામાં આવી હતી.

નેશનલ બેબી અને હેલ્થ વીક સાથેનો મી૦ પટેલનો સંબંધ પણ લાંબા કાળનો છે અને બેબી વીકને માટે ફીલમો ઉતારવાને માટે તથા એક્ઝીબીશનમાં બતાવવાને માટે મી૦ પટેલ ગાંઠના ગોપીચંદ મુજબ ખરચવામાં કદી પણ પછાત પડેલા જણાયા નથી. પોતાના ધંધાની ચાલુ રોકાણો છતાં તેઓએ મુંબઇની એરો કલબ સાથેનો પોતાનો સંબંધ ચાલુજ રાખ્યો છે. મી૦ પટેલ એક અડગ વીમાની છે અને તેઓ "એ" વર્ગનું વીમાન લાઇસન્સ ધરાવે છે. કલબના તેઓ એક "એક્ટીવ" અને ઉમંગી સભાસદ છે અને મુંબઇથી દીલ્હી એરોપ્લેનમાં રેકોર્ડ ટાઇમમાં ઉડી આવવાનું માન તેમણે મેળવ્યું છે.

(જામે જમશેદ, તા૦ ૬-૧-૩૧.)

## જમીન-પાણી-અને હવા એ ત્રણેમાં બ્રીટીશ ઝડપનાં રેકોર્ડ.

### બીલીયર્ડસની ૪૧૩૭ ની રેકોર્ડ—બ્રેક.

આ પુસ્તકમાં અનેક બાબદનાં તરેહવાર રેકોર્ડ પ્રગટ થયલા હોવાથી દુન્યાનો બીલીયર્ડસનો રેકાર્ડ અત્રે સાથે સાથે રજુ કરીએ તો તે માંહે ૪૧૩૭ની યાદગાર બ્રેક કરી "આખી દુન્યાનો

રેકોર્ડ કરનાર તરીકે" વોલ્ટર લીન દમનું નામ પ્રકાશીત થયું છે જેને ૧૯૬૨માં એ કીર્તીવંત રેકોર્ડ કીધો છે.

## મોટરમાં કલાકનાં ૧૭૮ માઈલ

૨૯મી જાનેવારી ૧૯૩૨નાં સ્થાનીક પત્ર "ટાઈમ્સ"માં જણાવ્યા મુજબ કલાકનાં ૧૭૮ માઇલની ઝડપે મોટર દોડાવવાનો રેકોર્ડ ઓસ્ટ્રેલીયન મોટરીસ્ટ મી૦ નોરમન "વીઝર્ડ" સ્મીથને ફાલે જાય છે. ન્યુઝીલેન્ડના ૯૦ માઇલ લાંબા દરયા કીનારાપર કલાકનાં ૧૬૪ માઇલની ઝડપે ૧૦ માઇલની ઝડપનો રેકોર્ડ તેને તોડયો હતો.

થોડુંક ઉપર ઇંગ્લાંડમાં ચલલી શનાઇડર ત્રોફીને લગતી શરતમાં ફલાઇટ-લેફ્ટેનંટ બુથમેને પોતાના નવાં ડીઝાઇનના મોનોપલેનમાં કલાકના ૩૪૦ માઇલની ઝડપથી નવો ઉડવાનો રેકોર્ડ નોંધાવી, બ્રીટન માટે શનાઇડર ત્રોફી જીતી હતી અને ત્રણ સામટાં વરસ તે મેળવ્યાથી આ ત્રોફી હવે બ્રીટનની માલેકીની થઇ છે.

ત્રોફી જીતવામાં મળેલી ફતેહ છતાં શનાઇડર-કપ ટીમના સભાસદોએ હજી વધુ ઝડપ મેળવવાની કોશેશો ચાલુજ રાખી હતી, જેમ કરતાં ગઇ તા૦ ૨૯મીને દીને શનાઇડર ટીમના એક પ્રવીણ પાઇલટ ફલાઇટ-લેફ્ટેનંટ સ્ટેનફોર્થે, કેલશોટ ખાતે કલાકના ૪૦૮ માઇલની ઝડપે દુન્યાનો ઉડવાનો નવો રેકોર્ડ સ્થાપ્યો હતો.

## સ્ટેનફોર્થનો નવો રેકોર્ડ.

"રોલ્સ-રોઇસ"નું ખાસ 'Sprint' એનજીન ધરાવતું તેઓનું સીપલેન ૩૦ હો. પા. નું વધુ બળ ઉતપન કરી શકયું જેથી આયરે તેનું બળ ૨૬૦૦ હો. પા. જેટલું નીવડયું હતું. આ બહાદુર વીમાનીએ Course ના પાંચ ચકરાવા ચકલમ કરનારી ઝડપે લીધા તેજ વેળા ધારવામાં આવ્યું કે તેઓએ નવો રેકોર્ડ કર્યો હશે. ટાઇમીંગ યીંત્રમંત્ર ડેવલપ કરતાં આ માન્યતા ખરી પડી હતી. લેફ્ટનંટ સ્ટેનફોર્થે પોતે જ્યારે ૪૦૫ માઇલની ઝડપની લગભગ ખરી અટકળ કરી ત્યારે કોઇએ તે માની નહી, પણ છેવટે તે સતાવાર ટાઇમીંગથી માત્ર ૩ માઇલ ઓછી જણાઇ હતી. એ રેકોર્ડ લાંબો વખત ટકી રહેશે એમ ધારવામાં આવે છે. વીમાની વીરલા સ્ટેનફોર્થપર દુન્યાના સઘળા ભાગોમાંથી મુબારકબાદીઓ વરસી રહી હતી. ઝડપની કોશેશોમાં એનજીનપર એટલો ભારે બોજો આવી પડયો હતો કે તેના ડીઝાઇનરે તેને માટે એકજ કલાકની જીંદગી ઠરાવી હતી જેથી ત્રાયલ રનઝ લેવાનું પાઇલટ માટે અશકય થયું હતું.

## બ્રીટન પાસ સઘળા રેકોર્ડઝ.

રેકોર્ડ કરનાર વીમાન, જે વીકરઝ એવીએશન લીમીટેડનાં સુપર મરીન વર્કસમાં બંધાયું છે, તે તેના મશહુર રોલ-રોઇસ એનજીન સાથે લંડનમાં જાહેર પ્રજાને જોવા એક અઠવાડયું ખુલ્લું મેલવા પછી ને ઓલીમ્પીયા મોટર "શો"માં રજુ થયું હતું.

એરોપલેનો, મોટરકારો, મોટર સાઇકલો અને મોટર બોટોના દુન્યાનાં સઘળાં રેકોર્ડઝ હવે બ્રીટન ધરાવે છે અને તે બ્રીટીશ પ્રજાનાં માણસોએ તમામ બ્રીટીશ માલ વાપરીને મેળવ્યાં છે, જેનાં આંકડાઓ નીચે મુજબ છે:—

એરોપલેનો: ફ્લાઇટ-લેફ્ટેનટ સ્ટેનફોર્થે, ૪૦૮.

મોટરકારો: સર માલકમ કેમબેલ, ૨૪૬.

મોટર સાઇકલો: જે. એસ. રાઇટ, ૧૫૦.

મોટર બોટો: કોઇ ડોન, ૧૧૦.

રાબી, તા૦ ૨૫મી ફેબરવારી ૧૯૩૨.

કલાકનાં ૨૫૩ માઇલની મોટરકારની ઝડપનો જે રેકોર્ડ સર માલકમ કેંપબેલે કર્યો છે તે પછી જમીન, પાણી અને હવાનાં સઉથી વધુ ઝડપના રેકોર્ડઝ બ્રીટનને ફાલે ગયા છે. રેલવે ટ્રેનની ઝડપનો કલાકના ૮૧ માઇલનો રેકોર્ડ ડ્રાઇવર સ્ટોને ગ્રેટવેસ્ટરન રેલવેની ચેલટનહેમ ફ્લાયર ટ્રેન ઉપર નોધાવ્યો છે.

## અમેરીકામાં ૫૦૦ બાનુઓ "વીમાની પાયલેટ" તરીકે.

અમેરીકામાં હાલ ૫૦૦ સુંદરીઓ પાઇલેટ તરીકે તઇયાર થઇ ઉભી છે. ઉડવાના જમાનામાં સ્ત્રીઓનું ભવીષ્ય કેવું છે એ બાબે અમેરીકન પત્રો વારંવાર લંબાણ રીપોર્ટ પ્રગટ કરતા રહયા છે. એરોપ્લેનની કેળવણીમાં નાનો ઉદ્યોગ બરપા થયો છે, તે તરફ યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાથી નાજુક પંથણીઓની હીંમતી વળણ અચ્છું ખેંચાણ કરી રહી છે. આ ઉઘરતો નવો ઉદ્યોગ સ્ત્રીઓ માટે ગુજરાનનું સાધન કેવી રીતે બરપા કરી શકશે એ બાબદ હજુ છેવટની મુકરર થઇ નથી.

"ડેલી મેલ" માં એ બાબે મી૦ એફ. ડબલ્યુ. બુલોક લખે છે કે, મીસ એલીનોર સ્મીથનો એ બાબેનો અનુભવ રજુ કરીએ તો તેણીએ પંદર વર્ષની વયે ઉડવાના પોતાના કાર્ય માટે પ્રજાની શાબાશી મેળવી હતી. તેણી જણાવે છે કે એરોપ્લેન માટેની તાલીમ અર્થે "સોલો-ફ્લાઇંગ" માટેનાં કલાકો મુકરર થવા જોઇએ છે અને તે માટે ધંધાનું ખેતર બરપા કરવું જોઇએ છે.

યુનાઇટેડ સ્ટેટસમાં હાલ એ માટે ૨૫૦ કલાકો માટે અને એક વર્ષની ભરોસેદાર ટ્રેનીંગ પુરતી ગણવામાં આવે છે. મીસ સમીથનાં વીચાર મુજબ અબળા જતીને દીવસ કે રાતનાં હવાઇમેલ લાવ લઇજાવ કરવાનાં કામ ઉપર રોકવી લાભકારક નથી. તેઓથી એ બાબેનું ભારી કામ થઇ શકે એમ નથી. વળી એ ડીપાર્ટમાં પુરૂષોની હરીફાઇનું તત્વ ઝાઝું છે અને તેઓનાં બળ સામે બાનુઓ પોતાનાં માર્ગમાં ફતેહમંદી મેળવે એ બાબે હું શકમંદ છું. એકજ દાખલો કેપટન હોકનો હું સામો ધરીશ કે જેમાં એક તેલની માતબર કંપનીએ તેને માટે રૂા. ૭૫ હજારનું ખાસ એરોપ્લેન બંધાવ્યું છે.

બાનુઓનું હલકું વજન એ બાબે ઠીક કામે લાગે એમ છે. મારો પોતાનો તથા એમીલા ચેરહાર્ટનો એટલાંટીક મહાસાગર પસાર કરવાનો દાખલો દેખાડે છે કે જો સ્ત્રીઓને એ માટેનાં ધંધા અર્થે પસંદ કરવામાં આવે તો તેણીઓ કાંઇ તેમાં ખાંડી જાય એમ નથી. જો કે તેમાં શ્રમ ઝાઝો છે. અમેરીકામાં હાલ આ વર્ગ જોતાં ૫૦૦ પાઇલેટોનાં નામો રજીસ્ટર થયાં છે જે માંહે સોસાયટી વુમન, સ્કુલની માસ્તરનો, ટેલીફોન ઓપરેટરો અને વેટરેસીસો નજરે પડે છે. આ સઘળીઓ ખાનગી પાઇલેટનું લાઇસન્સ ધરાવે છે. તેણીઓને પોતાનો જીવ જોખમમાં નાંખવાની સરકાર તરફની રજા મલી ચુકી છે યાને બીજાઓનાં જીવને જોખમે પાઇલટ તરીકેનું કામ ન કરતાં તેઓનાં જીવનાં ભોગે તેમ કરવાની તેઓને મંજુરીઆત મલી છે.

ઉડતાં શીખવા માટે પઇસાની મોટી રકમ ખરચવી પડતી હોવાથી સરકારે એ બાબદમાં ખાસ છુટ મેલી "બાનુઓ માટે ખાસ રીઝરવ ફ્લાઇંગ-કોરપ્સ" ઉભી કરવાની મીસ સમીથ ભાર મેલી સુચના કરે છે, કે જે લડાઇના પ્રસંગે એક વધારાનાં બચાવ લશ્કર તરીકે બેશક કીંમતી મદદ આપી શકે એમ છે.

---

## પ્રકરણ ૧૧ મું.

## ૧૦૧ વાઘ મારનાર પારસી પહેલવાન.

### વીર નર હોરમસજી એદલજી કોટવાલનો કીર્તિવંત રેકોર્ડ.

દરેક પારસી ઘરમાં મોટે ભાગે પોતાનું પ્રકાશીત નામ જાણીતું કરી ચુકેલા ૧૦૧ વાઘ મારનાર આ પારસી બહાદુર ૧૮૩૧માં જન્મી ૧૮૮૭માં વાઘને હાથેજ જખમી થઇ મરણ પામ્યા હતા. વાઘ મારવાની પોતાની પહેલી શરૂઆત એમણે ૫ મી ફેબ્રુઆરી ૧૮૬૮ને દીને કરી હતી. વાંસદાથી બે કોસ દુર ખનાસ ગામમાં પોતાનો પહેલો વાઘ માર્યો હતો જે માટે વાંસદાની સરકારે તેમને રૂ. ૧૨નું ઇનામ આપ્યું હતું. મી૰ હોરમસજી કોટવાલ નવસારીનાં વતની હતા અને વાંસદાનાં રાજ્યમાં નોકરીએ હતા. શીકારનો તેમને ભારે શોખ હતો અને "પારસી-પ્રકાશ"ની સત્તાધારી નોંધ મુજબ તેમને ૧૮૫૪થી ૧૮૬૮ સુધીમાં ૨૦ વાઘ ઠાર કીધા હતા. તેમનું આ દીલાવર કામ ચાલુ રહેતે તે બાદ વાંસદાનાં જંગલમાં તા૰ ૪થી અકટોબર ૧૮૭૧નેજદીને મી૰ કોટવાલે વાઘ અને વાઘણનો સાંમટો શીકાર કીધો હતો. આ માટે રાજા તરફથી તેમને ઇનામ મલ્યું હતું. વાઘણનું વજન ૧૬ સુરતી મણ હતું. આ પછી વાંસદાનાં જમાલીઆ ગામમાં ૮ ફીટ લાંબો અને સાડાત્રણ ફીટ ઉંચો વાઘ તા૰ ૧૬મી નવેમ્બર ૧૮૭૨ને દીને માર્યા બાદ એજ ઠેકાણે બીજી બે વાઘણો તેમણે પોતાનાં શુરાતનથી ઠાર કરી હતી.

તા૰ ૮મી ડીસેમ્બર ૧૮૭૨ને દીને ધાઉકામાલનાં ગામડામાં બીજા બે વાઘોને જમીન-દોસ્ત કરી તા૰ ૧૪મી ડીસેમ્બરે યાને ૭ દીવસ પછી મેવાસનાં જંગલમાં એક રાતમાં બીજા બે વાઘો ઠાર કીધા હતા. ૨૧મી જાન્યુઆરી ૧૮૮૦ને દીને ધાકમાર ખાતે એક ઝનુની વાઘને પરલોક મોકલી બીજો વાઘ તા૰ ૪થી એપ્રીલ ૧૮૮૧માં ઠાર કીધો હતો. ૨૬મી જુલાઇ ૧૮૮૧માં નવનાર ગામમાં પતાએલ જાનનો મોટો વાઘ વીર કોટવાલની આબાદ નેમનો ભોગ થઇ પડ્યો હતો. ૨૦મી એપ્રીલ ૧૮૮૪માં તેમણે મારેલા વાઘની લંબાઇ ૧૩ ફીટ, ઉંચાઈ સવાચાર ફીટ અને છાતીની પહોળાઇ સવાત્રણ ફીટની હતી. આ પછી મવાસ ખાતે ૧૭મી ડીસેમ્બર ૧૮૮૧ માં એક વધુ ચીત્તાને પરલોક મોકલી આપ્યો હતો. તા૰ ૧૪ મી આગષ્ટ ૧૮૮૩માં પટાયત જાતનો પુરી ઉમરનો મોટો વાઘ તેમણે માર્યો હતો.

### આ બાહાદુર નરનું વાઘનાં હુમલાથી મરણ,

૧૦૧ વાઘ મારવા પછી આ બાહાદુર પારસી પહેલવાન હોરમસજી એદલજી કોટવાલ તા૰ ૪થી મે ૧૮૮૭ ને દીને ૫૬ વર્ષની વયે વાઘનાં હુમલાથી થયલી ઇજાનાં પરીણામે મરણ પામ્યા હતા. વાઘ સાથની ઝપાઝપીમાં વાઘને ગોલી મારવા પછી તે ઘાયલ થયો હતો અને જમીન ઉપર પડી રહેતે ભાઇ કોટવાલ તેને મરણ પામેલો જાણી તેની નજીક ગયા જેવામાં જખમી થયલા વાઘે ઉછાલો મારી પોતાનાં શીકારી ઉપર હુમલો કીધો. સમયસુચકતા

વાપરી એ વીર નરે પોતાનાં ડાબા હાથની કોણી વાઘનાં મોહમાં ખોસી જે વાઘે આવતાં સાથે પોતાની કમરબંદ માંહેથી ખંજર કાઢી તે વાઘનાં પેટમાં ભોંકી અંતે વાઘને જમીનદોસ્ત કીધો પણ તેમ કરતાં પોતે સખ્ત રીતે ઘાયલ થવે નવસારીનાં પ્રસીધ તબિબ ડા૦ જમશેદજી બેરામજી વીમાદલાલની રાત દીવસની સારવાર છતા વાઘનાં હુમલાનું ઝેર ચઢવે આ અહંગ શીકારી મરણ પામ્યો.

## હઈયું હરખાવનારો કીંમતી રેકોર્ડ.

મરહુમ વીર નર કોટવાલે પોતાની જીંદગી દરમ્યાન ૧૦૧ વાઘ માર્યાં હતા. આ તેમની કીર્તીવંત બહાદુરી હતી. એ માટે તેમનાં મરણની બે વર્ષ આગમજ ૧૦૦ વાઘ મારવાની હઇયુ હરખાવનારી યાદમાં તા૦ ૧લી અકટોબર ૧૮૮૫ને દીને આનરેબલ જસ્ટીસ બર્ડઉડનાં પ્રમુખપણાં હેઠળ મુંબઇમાં મળેલી જાહેર સભામાં બંદુક, રીવોલ્વર તથા વાંસદાનાં રાજાએ મોકલેલો કીંમતી સરપાવ વીર નર કોટવાલને આનંદના ઉભરા સહિત ભેટ કરવામાં આવ્યો હતો. એ પ્રસંગે મુંબઇનાં નામદાર ગવરનર સર જેમ્સ ફરગ્યુસને એમની મુલાકાત લઇ શીકારગાહને લગતી હકીકત એમને મોહડેથી ઉલટ સહિત સાંભળી હતી. મી૦ કોટવાલ હંમેશા,મરાઠા અમલદાર જેવો પોષાક પહેરતા હતા. તેઓ નવસારીનાં વતની હતા. તેમનો જન્મ ૧૯મી સપ્ટેમ્બર ૧૮૩૧માં થયો હતો અને તેમનુ મરણ ૪થી મે ૧૮૮૭માં નીપજ્યું હતું. વાંસદા રાજ્યમાં જંગલખાતાનાં ઇન્સ્પેકટર તરીકેની નોકરી કરી ૫૬ વર્ષની વયમાં એ વીર પારસી નરે ૧૦૧ વાઘ ઠાર કીધા હતા. પારસી બહાદુરીનો આવો કીર્તિવંત અને કોમને મગરૂર કરનારો જંગી રેકોર્ડ–ખાનબહાદુર મોદીએ મારેલા ૧૧૨ વાઘ પછીનો બીજી કોઇ કોમમાંથી જડવો મુશ્કેલ છે. મરહુમ વીર કોટવાલનાં નામ કામને હજારો ધન્યવાદ ઘટે છે.

## ૧૧૨ વાઘ મારનાર ખાનબહાદુર દારાશાહ ન૦ મોદી.

ખાનબહાદુર દારાશાહ નવરોજી મોદી એક બાહેરગામવાસી છે. એવણ એટેશી ટુ ધી ઓનરેબલ ધી એજંટ ટુ ધી ગવર્નર જનરલ, ( રજપુતાના ) હતા. વળી તેમણે શાહપુરા તથા સીરોહી રીયાસતોમાં દીવાનપદ ભોગવ્યું હતું અને ૧૯૧૨ મા સરકારી નોકરીમાંથી ફારેગ થયા હતા. તેમનું આખું કુટુંબ એક શીકારી કુટુંબ છે. એઓએ પહેલવહેલો વાઘ ઇ. સ. ૧૮૮૪ માં પોતાના મરહુમ ભાઇ કાવસશાહ સાથે આબુથી પાંચ માઇલ દુર માર્યો હતો. તેની લંબાઇ ૯ ફીટ ૧૦ ઇંચ હતી. તે બંને ભાઇઓની ભેગી ગોળીથી ઠાર થયો હતો. તે વખતે ખા. બા. દારાશાહ અને તેમના ભાઇની વય અનુક્રમે ૨૧ અને ૧૮ ની હતી. ત્યાર પછી ખા. બા. દારાશાહે ઇ. સ. ૧૯૦૨ માં ૨૩ મોટા બંગાલી વાઘો માઉન્ટ આબુના પહાડોમાં તથા તેનાથી ૧૬ યા ૧૭ માઇલ પરની નાની ટેકડીઓમાં માર્યા હતા. મોટામાં મોટા વાઘની લંબાઇ ૧૦ ફુટ ૧ ઇંચની અને નાનાં વાઘની લંબાઇ ૮॥ ફીટ હતી. ૧૯૦૨ થી ૧૯૦૬ માં એકજ મોટો વાઘ (૧૦ ફુટ) એમની મોટી બંદુકે ઠાર કર્યો હતો. ૧૯૦૭ માં બીકાનેરના નામદાર મહારાજા અને સર ઇલીયત કોલવીન ( Agent to the Governor-General, Rajputana ) તેમજ મી૦ દારાશાહ શીકાર ઉપર નીકલ્યા હતા. પહેલા બે

કની સેવામાં ઉસ્તવાર હતી એટલે બંને રીંછો ઠાર થયાં. એકને છાતીપર ગોળી લાગતાં તે ગબડતું ગબડતું નીચે ખીણમાં તુટી પડ્યું અને પોતાના જખમ પર પોતાનો પંજો દાબીને આદમી જેવી રીતે ડાંસે તેવી રીતે ડાંસવા લાગ્યું.

## શીકારી ભાઇઓ અને સાસુ વહુએ મારેલા વાઘો.

ખા૦ બા૦ મોદીના ભાઇ મી૦ કેકોબાદ પણ અચ્છા શીકારી છે. કેકોબાદ નવરોજી મોદી મેવારની ઉદેપુર રેસીડેન્સી ઓફીસનાં હેડ કલાર્ક છે. તેવણ જ્યારે આબુમાં હતા ત્યારે તેમણે ૧૯૦૩ અને ૧૯૦૮ દરમીયાન ૪ પેનથરો માર્યા હતા. જેમાંના બે તો એકજ રાતમાં માર્યા હતા. તેવણનાં બીજા ભાઇ મી૦ કાવસશાહ જેવણ ૧૮૯૨માં કોલેરાથી મરણ પામ્યા હતા તેવણે ઇ. સ. ૧૮૮૪માં, ઉપર કહ્યું તેમ મી૦ દારાબશાહની ભાગીદારીમાં એક મોટા બંગાલી વાઘને ઠાર કર્યા પછી ૧૮૯૧માં આબુથી પાંચ માઇલ દુરનાં જંગલમાં જીવ સટોસટની ઘડીએ સંકજામાં સીકડાયલી સ્થિતિ વચે એક મોટા વાઘને ઠાર કીધો હતો.

આ મોદી ભાઇઓનાં ૭૭ વરસનાં બોઝોરગ માતાજી બાઇ માણેકબાઈ નવરોજી મોદીએ પોતાની ૬૦ વરસની વયે વાઘ માર્યો છે.

બાઇ માણેકબાઇ મોદીના કુટુંબનો બંગલો પહાડની એકાંત પડોશમાં હતો જ્યાં ખુદ એ બાઇએ પોતે પોતાની રાઇફલથી વાઘનો શીકાર કીધો હતો, અને જેવાં સાસુ તેવાં વહુ. ખા૦ બ૦ દારાશાહ મોદીનાં મોહોરદાર બાઇ રતનબાઇ દારાશાહ મોદીએ બે વાઘ ઉપલા જેવાજ સંજોગોમાં માર્યા હતા. શીકારી સાસુનાં આ શીકારી વહુ અને શીકારી ખાવીંદના આ બહાદુર પત્નિએ રાત્રે બે મરતબે વાઘ ઠાર કર્યા હતા. એક ૧૯૦૫માં અને બીજો ૧૯૦૬માં, એક વાઘને ગોળી લાગતાં તે ઘાયલ થઇ ન્હાસી જવા પામ્યો હતો. બીજે દીને ગુફામાં જણાતાં બાઇ રતનબાઇ મોદીએ પોતાની ૩૩ વર્ષની વયે વાઘનાં મસ્તકમાં આબાદ ગોલી મારીને તેને ઠાર કીધો.

આ નોંધ વિદ્વાન લેખક સર જીવણજી જ. મોદીની સાહદત સાથે "મુંબઇ સમાચાર" તરફથી જામે જમશેદના શનીવાર તા૦ ૧૫મી સપટેમ્બર ૧૯૨૩નાં અંકમાં સત્તાવાર આકારમાં રજુ થઇ છે.

ઉપલી નોંધ પ્રગટ થયા બાદ ખાનબહાદુર દારશાહ મોદીનાં ભાઇ કેકોબાદનાં જોધપુરથી મને મળેલા તા૦ ૯મી નવેમ્બર ૧૯૩૧નાં કાગળમાં જણાવ્યા મુજબ ખાનબહાદુર મોદીએ આજ સુધીમાં મારેલા વાઘોની સંખ્યા એકંદર ૧૧૨ની જણાવે છે.

એ મુજબ ૧૧૨ અને ૧૦૧ વાઘ મારનારા બે જરથોસ્તી વીરલાઓ દારાશાહ મોદી અને હોરમસજી કોટવાલ હીંદમાં આગેવાન રીતે કીર્તિવંત આકારમાં ખડા રહે છે.

સાહેબોની ગોળાથી એક વાઘ પડયો હતો. ત્યારબાદ દારાશાહના જણાવ્યા મુજબ આણુ યા આણુની આજુબાજુમા કોઇએ વાઘનો શીકાર કર્યો નથી કારણ કે બેંગોલ ટાઇગર તે તરફ છેજ નહીં. એમણે ૨૫ બંગાલી વાઘો માર્યા છે. એમની સરજતમાં ઉપલી ૨૫ ની નાની સંખ્યા સરજાયલી નહોતી. જ્યારે બંગાલી વાઘો ખુટ્યા ત્યારે નાના વાઘો (Panthers) જે ગરીબ ગાય ઢોરોને ત્રાસ આપી રહ્યા હતા તે તરફ આ પરગજુ પારસી શીકારીએ પોતાનું લક્ષ દોડાવ્યું અને એમના શબ્દોમાં બોલું તો "૧૯૦૨ થી આજ દીન તકમાં (૧૯૨૨ સુધીમાં) મેં ૭૮ પેનથરો તથા લેપરડો માર્યા છે. પેન્થરો અને લેપર્ડમાં ફરક એટલોજ કે પેન્થરો મોટા હોય છે. મેં જે પેન્થરો માર્યા તેમાં મોટામાં મોટા લંબાઇમાં ૮ ફીટ હતા અને નાનામાં નાનો જેને લેપર્ડ કહેય તે ૬ ફીટ એક ઈંચ હતો."

## ૧૧૨ વાઘ મારનાર શુરવીર



ખાનબહાદુર દારાશાહ નવરોજી મોદી.

આ રીતે ૨૫ બેંગાલી વાઘો અને ૭૮ પેન્થરો મળી આ બહાદુર પારસી શીકારીએ ઇ. સ. ૧૮૮૪ થી અત્યાર પર્યંત કુલ્લે ૧૧૨ વાઘોનો કચડઘાણુ કાઢયો છે. મરહુમ હોરમસજી એદલજી કોટવાલ ૧૮૩૧–૧૮૮૭ જેઓએ ૧૦૧ વાઘ મારેલા છે તેના આ હયાત પારસી શેકારી ખા૦ બા૦ દારાબશાહ નવરોજી મોદીનો રેકોર્ડ પણ તેટલોજ જાણવાજોગ અને કોમી કીર્તિને જેબ આપનારો છે.

## ચાર રીંછનો શીકાર–ઓચીંતો મિલાપ.

આ ૧૦૩ વાઘ ઉપરાંત આ જરથોસ્તી શીકારીએ ૪ રીંછ પણ ઠાર કર્યાં છે એક વખતે બે રીંછ એમનાથી ફકત પાંચ ડગલાં સામે ઓચીંતા આવી ઉભાં. જગા એવી ખરાબ હતી કે જો આ રીંછો પસાર થાય તો તેમને જખમી કરીનેજ જઇ શકે. એક બાજુ સીધી ટેકરી ને બીજી બાજુ ઉંડી ખીણ, પણ અનુભવો વેઠી પાહવરડી બનેલી એમની રાઇફલ પોતાના માલી-

મોદી ભાઇઓનાં માતાજી



બાઈ માણેકબાઇ નવરોજી મોદી

ખાનબહાદુર દારાશાહ નવરોજી મોદીનાં મોહોરદાર



બાઇ રતનબાઇ દારાશાહ મોદી

આ નોંધ વીદવાન લેખક સર જીવણજી જ૦ મોદીની સાહદત સાથે "મુરબ્બી" તરફથી જામે જમશેદનાં તા૦ ૧૫ મી સપ્ટેમ્બર ૧૯૨૩ નાં અંકમાં સનાવાર આકારમાં રજુ થઇ છે.

ઉપલી નોંધ પ્રકટ થવા બાદ ખાન બહાદુર દારાશાહ મોદીના ભાઇ કેકોબાદના જોધપુરથી મળેલા તા૦ ૧૯ મી નવેમ્બર ૧૯૩૧ નાં કાગળમાં જણાવ્યા મુજબ ખાન બહાદુર મોદીએ આજ સુધીમાં મારેલા વાઘોની સંખ્યા એકંદર ૧૧૨ ની છે.

એ મુજબ ૧૧૨ અને ૧૦૧ વાઘ મારનારા બે જરથોસ્તી વીરલાઓ દારાશાહ મોદી અને હોરમસજી કોટવાલ હીંદમાં આગેવાન રીતે કીર્તિવંત આકારમાં ખડા રહે છે.

## Lieut.-Col. Meherwan Sohrab Irani, I. M. S.

He is the first Superintendent of Matheran to have been so distinguished as to have bagged no less than 9 panthers and thus won the gratitude of the poor dwellers in the valley. In all he has bagged 23 panthers.



**૨૩ વાઘ મારનાર લેફ. કર્નલ ઇરાની.**

માથેરાનનાં લોકપ્રીય સુપ્રાન્ટેન્ડન્ટ લેફ્ટનન્ટ કર્નલ મહેરવાન સોરાબ ઇરાની આઇ. એમ. એસ. એ માથેરાન અને તેની આસપાસમાં ૧૯ તથા બીજા દીસટ્રીક્ટમાં ૪ મળી કયાની શુરાતન દેખાડી અત્યાર સુધીમાં એકંદર ૨૩ વાઘો ઠાર કરી નિર્દોષ ગાય ઢોરની એક મોટી સંખ્યા તે વીકરાલ પ્રાણીનાં ભોગ થતાં બચાવાનો પરમાર્થ મેલવ્યો છે.

### ૧૫ વાઘ મારનાર પારસી.

જહાંગીરડીવાલા મી૦ બહમનજી રામજીવરાએ વર્તમાન પત્રની નોંધ મુજબ પોતાની બંદુકે એકંદરે ૧૫ વાઘો ઠાર કીધા હતા.

### ૧૪ વાઘ મારનાર પારસી જવાન.

મી૦ દારાશા શાપુરજી કોન્ત્રાકટર નામના બાવીસ વર્ષના પારસી જુવાને ૭ વાઘો અને ૮ ચીતાઓને શીકારગાહ દરમ્યાન ઠાર કર્યા છે. તેમાંથી ત્રણ વાઘ તેઘણે નાવાપુરથી ૬ માઇલ દુર આવેલાં ભવરપાનાં જંગલમાં એખલે હાથે માંચડો બાંધ્યા વગર જમીન ઉપરથી એકજ

રાતમાં મારી સારી કીર્તિ મેળવી છે. એક વખત તેવણ બળદ ગાડીમાં સવાર થઇ એક જંગલમાંથી પસાર થતા હતા તે વખતે એક વાઘણ એવણનાં ગાડાંના બળદને જોઇ, ગાડીપર છલંગ મારવાની તઇયારી કરતી હતી તેટલાં મી૰ કનત્રાકટરની નજર તેનાપર પડતાં તેવણે એકજ ગોળી વાઘણના મસ્તકપર તાકી તેણીને તરતજ ત્યાંની ત્યાં ઠાર કરી હતી. ઘણી નાની ઉમરે ૧૪ વાઘ "બેગ" કરવાનું માન મી૰ કનત્રાકટર ધરાવે છે.

### મી૰ દારાશા શાપુરજી કોનત્રેકટર.



વલસાડના ધનપુરા કુટુંબના આ જુવાને ખાનદેશ જીલ્લાના નવાપુર નજદીકનાં જંગલોમાં ટુંક સમયમાં ૧૪ વાઘો મારી એક અડંગ શીકારી તરીકે પોતાના ઉપરી અમલદારોમાં સારી નામના મેળવી છે. તેમણે એકજ રાતમાં માંચડો બાંધ્યા વગર જમીનપરથીજ ત્રણ વાઘોનો શીકાર કીધો હતો.

### ૧૦ વાઘ મારનાર પારસી હકીમ.

૧૮૦૬ માં જન્મી ૧૮૯૧ માં ૮૫ વર્ષની પાકટ વયે મરણ પામેલા પારસી હકીમ શેઠ પાલનજી ખરશેદજી બામજીએ સોનગઢનાં જંગલમાં ૧૦ કરતાં વધુ વાઘોનો શીકાર કીધો હતો.

### દાહોદનાં પારસી જવાન હોશંગે કરેલો ૮ વાઘોનો શીકાર.

જવાન મી૰ હોશંગ કુંવરજી કંત્રાકટર જેવણની ઉમર ભાગ્યેજ ૩૦ વરસની હશે તેવણે અસાર સુધીમાં આઠ માણસખાઉ વાઘોનો શીકાર કરી એક અડંગ શીકારી તરીકે પોતાની

નામના મેળવી છે. જવાન મી૦ હોશંગે પોતાની ૨૦ વરસની છોકરવન ઉમરથી વાઘ મારવા નું શરૂ કીધું હતું અને છેલ્લા થોડા દીવસમાં દાહોદથી ૨૩ માઇલ દુર આવેલા ચાકલ્યા ગામમાં એક માણસખાઉ વાઘને અને બીજા એકને દાહોદથી ૪૮ માઇલ દુર અલીરાજપુર ખાતે ઠાર કરી એ વાઘનો શીકાર કરી ત્યાંના ખેડુતો અને રહેવાસીઓને મોટી ધાસ્તીમાથી દુર કીધા છે. મી૦ હોશંગ વાઘનો શીકાર કરતી વખતે માચડાની અથવા તો ઝાડ સાથે એકાદ બકરૂં બાંધવા જેવી મદદ લેતા નથી, પણ વાઘ સામે હીંમતથી ઉભા રહીને તેનો બહાદુરીથી શીકાર કરે છે.

"જામે જમશેદ"નો દાહોદનો ખબરપત્રી પોતાના તા૦ ૨૭ જુલાઇ ૧૯૩૧નાં પત્રમાં ઉપલી નોંધ લખે છે જે એ પત્રનાં સોમવાર તા૦ ૬ઠી જુલાઇ ૧૯૩૧નાં અંકમાં પ્રકટ થઇ છે.

## એક વરસમાં સાત વાઘ મારનાર ઇરાની જવાન.

મી૦ શરોશ ખુશરૂ રસીદ કેરમાની કે જે જવાન વીર નરે ૧૯૩૦નાં સાલમાં નીઝામ સ્ટેટનાં શાહબાદ ભણી સાત વાઘનો શીકાર કર્યો હતો, અને એક પ્રસંગે બે વાઘને એકજ વખતે ઠાર કીધા હતા. દખ્ખણ શાહબાદના (નીઝામ સ્ટેટમા) જાણીતા આબકારી કોન્ટ્રાકટર શેઠ તીરનદાઝ નોશીરવાન ઇરાનીને ત્યાંના કામપર મી૦ શરોશ દેખરેખ રાખે છે.

## ઉધરતા પારસી શીકારી બહેરામ ટાટા.

૨૨ વર્ષની વયનાં જવાન ઉધરતા પારસી શીકારી મી૦ બહેરામ મંચેરજી ટાટા (બીલીમોર-વાલા) માથેરાન ખાતેનાં પોતાનાં ટુંક વસવાટ દરમ્યાન બે મોસમમાં ત્રણ વાઘને ઠાર કરવાનો સંતોષ મેળવી ચુકયા છે. આ ત્રણે શીકારમાં વાઘને માટે બાંધેલા બકરા ત્રણેવાર જીવતા બચાવી તેમનો વાઘ ભક્ષ કરે તે આગમજ તે જગ્યાએ પહોંચી વાઘને ઠાર કીધા હતા.

મેળવવા પામ્યા છે એટલુંજ નહીં પણ "લંડનની સેન્ટ્રલ વાઇ. એમ. સી. એ." કે જેના પ્રમુખ નામદાર શહેનશાહ છે તે સોસાયટીના સેક્રેટરી મી૦ જ્યોર્જ સ્ટેનફર્ડ તરફથી "લાઇફ સેવીંગ એકઝામીનેશન" ને લગતી કુશળતાની સર્ટીફીકેટ કેપટન મોદીને મળી છે.

ખાન બહાદુર કેપટન મોદી સાહેબનું થોડુંકમાં જાહેરમાં રજુ થયલું નીચલું ટુંક વીવેચન અત્રે જણાવવું વીશેષ અગત્યનું અને પ્રસંગોપાત થઇ પડશે.

## Khan Bahadur Captain Sorab R. Mody R. L. S. S.

Khan Bahadur Captain Sorab Mody got his King's Commission in 1922 and went through the famous Scout Master Training Course in Camp at Gillwell Park, Chingford Essex in 1924.

He is an all round athlete and sporting enthusiast; besides being very good at the arts of Jiu-Jitsu and Wrestling, Weight Lifting, Strongman Feats of Strength, Life Saving at Sea, and Markmanship.

Amongst his various activities, he is known for taking keen interest in the following concerns of which he holds resposible posts :—

, Auxilliary Force India.
. an Officer in Bom-
ttalli...



He is the Vice President and League

of England for the support of Voluntary
for Bombay District of the League.

# પ્રકરણ ૧૨ મું.

## ખાન બહાદુર મોદીએ ઉંચકેલું ૧૨૦૦ થી ૧૫૦૦ રતલનું વજન.

૧૯૨૨ નાં વર્ષના એપ્રેલ માસમાં ખાન બહાદુર કેપટન સોરાબ રૂસ્તમ મોદીએ એમ્પાયર તથા એક્ષેલસીયર થીએટરોમાં જાહેર મેળાવડા સમક્ષ જીવતો ઘોડો પ્લેટફોર્મ ઉપર ઉભો રાખી તે પ્લેટફોર્મનું લગભગ ૧ હજારથી ૧૨૦૦ રતલનું વજન "એક એમેચ્યુર" તરીકે બેથી ત્રણવાર ઉંચકી જોનારાઓને હેરત કીધા હતા. બીજી વખતે તો કેટલાક ભાઇઓની ખાસ સુચના ઉપરથી એક પ્લેટફોર્મ ઉપર ૪ માણસો ઉભાં રાખી લગભગ ૧૫૦૦ રતલનું સામટું વજન પોતાની પીઠનાં જોર ઉપર ઉંચકી વાહવાહ પુકરાવી હતી શારીરીક બળની ખીળવણી અને કેળવણીમાં પોતાની કોમને ઉતેજન આપવા અર્થેજ તેમણે ઉપલો પ્રયોગ કીધો હતો.



### ઇટલીમાં તેમની નામનાં.

મે ૧૯૨૪માં પોતાની સફર દરમ્યાન તેવણ જ્યારે ઇટલીમાં હતા તે વખતે ત્યાં ફલોરન્સ ખાતે થયલી "ઓલીમ્પીક-ગેમ્સમાં શારીરીક જોરને લગતા કેટલાક પ્રયોગો તેમણે કરી દેખાડયા હતા જેથી તેમને "ઇટાલીયન ઇન્ટરનેશનલ ફેડરેશન" નાં વડપણ હેઠળની સ્ટ્રોંગમેનની આસાયટી તરફથી "સ્ટ્રોંગમેન-એવોર્ડ"ના "પીટસ ઓફ સ્ટ્રેંન્હ" ની સર્ટીફીકેટ એનાયત કરવામાં આવી હતી.

### સોનાના ચાંદની ભેટ

કેપટન મોદીને દુન્યાના આગલા "ચેમ્પીયન વેટ લીફટર" થોમ્સ ઇંચ તરફથી સોનાનો ચાંદ એનાયત થયો છે જે ચાંદને લગતી સર્ટીફીકેટ ઉપર નામાંકીત પુરૂષ યુજીન સેન્ડો તથા કચ્છનાં નામદાર મહારાવે સહી કરી છે.

### જાણીતા ચેમ્પીયનોની સર્ટીફીકેટ.

દુન્યાનાં "સ્ટ્રોંગમેન" તરીકે લેખાયલા એડવર્ડ એશટન તરફથી તેમજ મી૦ ડબલ્યુ. એ. પુલેમ જેવણ વેટ લીફટીંગમાં દુન્યાના ૫૦ રેકાર્ડ ધરાવે છે તેમની સર્ટીફીકેટ કેપટન મોદી

મેળવવા પામ્યા છે એટલુંજ નહીં પણ "લંડનની સેન્ટ્રલ વાઇ. એમ. સી. એ." કે જેના પ્રમુખ નામદાર શહેનશાહ છે તે સોસાયટીના સેક્રેટરી મી૦ જ્યોર્જ સ્ટેનફર્ડ તરફથી "લાઇફ સેવીંગ એકઝામીનેશન" ને લગતી કુશળતાની સર્ટીફીકેટ કેપ્ટન મોદીને મળી છે.

ખાન બહાદુર કેપ્ટન મોદી આખેનું થોડુંકમાં જાહેરમાં રજુ થયલું નીચલું ટુંક વીવેચન અત્રે જણાવવું વીશેષ અગત્યનું અને પ્રસંગોપાત થઇ પડશે.

## Khan Bahadur Captain Sorab R. Mody R. L. S. S.

Khan Bahadur Captain Sorab Mody got his King's Commission in 1922 and went through the famous Scout Master Training Course in Camp at Gillwell Park, Chingford Essex in 1924.



He is an all round athlete and sporting enthusiast; besides being very good at the arts of Jiu-Jitsu and Wrestling, Weight Lifting, Strongman Feats of Strength, Life Saving at Sea, and Markmanship.

Amongst his various activities, he is known for taking keen interest in the following concerns of which he holds resposible posts :—

Auxilliary Force India. He is an Officer in Bombay Battallion.

2. "Health & Strength League" of England. He is the Vice President and League District Officer.

3. "League of Mercy" of England for the support of Voluntary Hospitals. He is the Vice President for Bombay District of the League.

4. British Amateur Weight Lifter Association England. He is the Vice President.

5. "C" Company Bombay Battallion Rifle Club. He is a Vice President.

6. Health First Association of England. He is a Fellow and Local Secretary.

7. *American Continental Weight–Lifters Association. He is* the Sole Representative in India.

He has made himself famous as an Amateur Strongman of India not only in this Country but in Europe too by his feats of Strength for which he has been given highest awards and Diplomas by recognised and well-known Associations, *and persons* in England, America and India. His many testimonials amongst which are from Lord Baden Powel, Sir Horcourt Butler (Ex. Governor of Burmah), and other high Officials speak well of him as regards his abilities.

*He has a Cricket* and Hockey Team of his own. His Cricket Team has an annual fixture at Deolali. Owing to his zeal for promotion of Boxing in Western India he has presented to the "Evening News of India" a Championship Belt known as "Mody Belt" for Bantom weight Championship title, which is well contesed by Boxers in India. Sir Henry Macnaughton Cricket Challenge Cup presented by him is also keenly competed for every year in Bombay Battallion A. F. I. India.

## મી૰ દીનશા મીસ્રીનો રૅકોર્ડ.

મી૰ મીસ્રીએ ૨૨મી ડીસેમ્બર ૧૯૨૯ના દીવસે અંગબળની કસરતના અખાડા દરમ્યાન માજી મ્યુનીસીપલ કમીશનર મી૰ અરદેશર દલાલ અને એવા બીજા જાણીતા ૧૦ આસામીઓની તેજ વેગા મુકરર કરેલી એક માનવંત અને તદન સ્વતંત્ર કમીટી સમક્ષ ઓસ્ટીન મોટરકારનું તેના પલેટફોર્મ સાથનું એકંદર ૧૬૦૦ રતલનું જંગી વજન જમીનથી ૯ ઇંચ અલગ ઉચકી એક જાહેર મેળાવડામાં કીર્તીવંત પ્રાક્રમ કીધું હતું. આવો "ઓથોરાઇઝડ-રૅકોર્ડ" હજી સુધી કોઇએ નોંધાવ્યો નથી.

## રૂ. ૧૦૦૧ ની ભેટ.

આ તારીફ લાયક પ્રયોગ માટે શેઠ અરદેશર જહાંગીરજી પારીખાણીએ મી૰ દીનશા મીસ્રીને રૂ. ૧૦૦૧ની ભેટ કરી હતી.

દાદર પારસી લોકોની માટે ખાસ ખરપા કરેલું મી૦ મીસ્રીનું ઇનસ્ટીટયુશન એક મોટું આશીરવાદ આપનારૂં સંગીન ભરૂસેદાર અને આવકારદાયક ખાતું છે જેનો દાદરના દરેક પારસી છોકરા-છોકરીઓએ ખંતથી લાભ લેવાની ભારે જરૂર છે.

(સાંજ વર્તમાન તા૦ ૫-૧૧-૧૯૩૧)



૧,૬૦૦ રતલનો વજન "૯" ઈંચ જમીનથી અલગ ઉંચકી મી૦ દીનશા મીસ્રીએ મુંબઇમાં "રોયલ ઓપેરા હાઉસ"માં ૧૯૨૯ના સાલમાં કરેલો રેકોર્ડ લીફ્ટ.

## મી૦ દીનશાહ મીસ્ત્રીનો નોંધાયલો હીંદુસ્તાનનો લેગવેટ-લીફ્ટીંગનો રેકોર્ડ.

દાદર પારસી કોલોનીમાં આવેલાં મીસ્ત્રીઝ ફીઝીકલ કલ્ચર ઇનસ્ટીટ્યુટનાં ફંડ માટે ગયા રવીવારે સવારે ૧૦ કલાકે એક દીલપઝીર મેળાવડો ચોપાટી ઉપર આવેલાં રોયલ ઓપેરા હાઉસમાં કરવામાં આવ્યો હતો.

આ મેળાવડામાં મી૦ દીનશાહ મીસ્ત્રી હીંદુસ્તાનનો લેગ વેટ લીફ્ટીંગનો એક રેકોડ કરનાર હોવાથી તે પછી સ્ટેજ ઉપર ડા. પાવરી, પ્રમુખ) મી૦ ડી. એફ. કામા, મી૦ દી. કાવસજી ડો૦ હેનસન, મી૦ પોઇનટન અને મી૦ ધાલા પધાર્યાં હતા. શરોતાજનો સનમુખ એક સ્ટેલ લાવવામાં આવ્યું હતું. જજોએ વજન તોળી જોયા બાદ મી૦ દીનશાહ મીસ્ત્રીએ પહેલાં ૨૨૧ પાઉન્ડનો વજન હાથે ઉચકી પોતાના પગો ઉપર ટેકવ્યો હતો. ત્યારબાદ બીજાં વધુ વજન મુકવામાં આવ્યાં હતાં. બધો મળી ૭૧૫ પાઉન્ડનો વજન પોતાના પગો ઉપર ૬૨ સેકન્ડ સુધી ટેકવી રાખી જ્યારે પોતાના નામ ઉપર તેવણે આ જંગી રેકોર્ડ નોંધાવ્યો ત્યારે હાજર રહેલાઓએ તાળીઓના ગંજાવર હરશનાદથી તેમને વધાવી લીધા હતા. મી૦ દી. કાવસજી તરફથી મી૦ મીસ્ત્રીને પ્રમુખે પોતાનાં મુબારક હાથે એક સોનાનો ચાંદ ભેટ કર્યો હતો. ભાઇ દીનશાહનાં વૃખાણનારાઓ તરફથી તેમને રૂા. ૨૦૧ની એક પર્સ એનાયત કરવામાં આવી હતી

(જામે જમશેદ તા૦ ૧૨-૧-૩૨)

## Weight Supporting Feat.

At the Royal Opera House, Bombay on Sunday morning Mr. D. D. Mistry was successful in supporting the weight of 715 lbs. for over a minute. The weight consisted of a disc bar-bell. Mistry, lying on the ground first pressed the bell which weighed 221 lbs., then taking it on his feet, the committee added disc after disc till the weight of 715 lbs. was reached, after which the committee retired and the weight was successfully held in the air for 62 seconds. The committee included Messrs. H. V. Pointon, Dr. E. C. Hansen, C. B. Sethna, D. F. Cama and Dr. M. E. Pavri.

(Times of India, 11-1-32.)

મી૦ દીનશા મીસ્ત્રી



જાડી મજબુત સાંકળ અનેક વેળા મુંબઇની થીએટર પર તોડતી વેળાનો પ્રયોગ.

## ૯૬૮ રતલનું વજન ઉંચકવાનો મી૦ દીનશા મીસ્ત્રીનો રેકોર્ડ.

રવીવાર તા૦ ૧૪મી ફેબરૂઆરી ૧૯૩૧નાં દીવસે સવારે દાદર પારસી કોલોની મધેના પાલમકોટ હોલમાં એક મેળાવડો કોલોનીના મી૦ મીસ્ત્રીઝ ફીઝીકલ કલચર કલાસ તરફથી કરવામાં આવ્યો હતો. ડા૦ મેહેરલાશાહ પાવરી, મી૦ મનચેરજી જોશી, મી. બામજી, મી૦ ડી કાવસજી, મી૦ ખારીવાલા, વીગેરે ગ્રહસ્થોની એક કમીટી સમક્ષ સઘલા વજનોની તપાસ કરવામાં આવી હતી અને મી૦ મીસ્ત્રીએ છેવટે શરીતજ્ઞનો સમક્ષ નવસો ને ઇઠોતેર રતલનો વજન પગ ઉપર ગોઠવ્યા પછી પંદર સેકંડ સુધી તે ટેકવી રાખવાનો પ્રયોગ કરી બતાવ્યો હતો જે ભારે હરસનાદ અને તાલીઓની ગર્જનાથી વધાવી લેવામાં આવ્યો હતો. આ પ્રયોગો માટે મી૦ ડી. કાવસજીએ એક બીજો સોનાનો ચાંદ એનાયત કર્યો હતો.

(જામે જમશેદ ૧૬-૨-૩૨)



Record Leg-Lift and Support By Mr. Dinshaw D. Mistry (715 lbs. Barbell supported for 62 seconds)

## Mr. D, Mistry's Record-lift

A man to be reckoned with in the world of Indian strong men is Dinshaw D. Mistry who recently before seven well-qualified judges under the presidentship of Dr. M. E. Pavri at the Royal Opera House, Bombay, on the 10th January, 1931 pulled over and pushed on back without bridge a weight of 221 pounds and then supported on both legs

715 pounds for 62 seconds. This he claims as an All-India record. While congratulating Mr. Mistry on his feat, we quote few other authenticated similar feats. Seidinger, the French amateur strongman, who was a baker, used to support 2,400 pounds of flour in twelve big sacks on his upraised legs. Cust Lessis, a young Greek, once supported a cube of steel, weighing more than a ton, on his stomach for three minutes. Louis Cyr, the giant Canadian, lifted 4,300 pounds by using his back, legs and arms beneath trestles. Arthur Saxon, while supporting 10 to 14 men on the plank on his feet, used to suspend 120 pound ring-weight on the toes, pushed overheaded a 300 pound bell and then asked three men to sit thereon. He with his brother Kurt thought nothing of supporting on legs a motor car with eight men on a plank. Lionel Strongfort in his "Human Bridge," all alone, supported. a huge bridge weighing 1500 pounds over which passed a heavy steel-bodied automobile with six to seven passengers.

Mr. Mistry also holds another record which he made two years ago at the same theatre by lifting a car and a heavy platform weighing 1,600 pounds, 9 inches off the ground. Some time ago a similar feat was publicly demonstrated by Warren Lincoln Travis who at the age of forty-eight, lifted an elephant weighing 3,000 pounds, a foot off the ground. Luigi Sciorato, the Italian, lifts 3,800 pounds in the back-lift, 3,700 pounds in the harness. He can also lift 1,300 pounds on his head and holding a bar between his teeth he can resist a force of 1,000 pounds. (Tennis and Sport Illustrated February, 1932.)

**મી૦ હોમી ગોરીમારનો બ'ને પગ ઉપર ૮૦૨ રતલનો વજન ઉંચકવાનો પ્રયોગ.**

તા૦ ૧૦ મી ફેબ્રુઆરી ૧૯૩૨ ના ન્યામે જમશેદમાં એક લખનાર જણાવે છે કે, રવીવાર તા૦ ૩૦-૧-૩૨ ના દીવસે સડવારે ગઝદર-હેલ્થ હોમના આશરા હેઠળ મી૦ ગોરીમારે સુઇને પગની પાટલીઓ ઉપર ૮૦૨ પાઉડ પાંચ સેકંડ સુધી ટેકવી બતાવ્યા હતા.

## ૧ કલાકમાં ૨૩૦૦ દંડ મારવાનો રેકોર્ડ.

પેસતનજી દી૦ મારકર ફીઝીકલ કલચર હોમ મઝગામનાં એક ચેલા મી૦ જાલ રૂસ્તમજી મીસ્ત્રીએ ૨૨૦૦ (બે હજાર બસો) દંડ એક કલાક અને ૭ મીનીટમાં તા૦ ૮ મી ડીસેમ્બર ૧૯૩૧ ને દીને કેટલાક ગ્રહસ્થોની રૂબરૂમાં કરી દેખાડયા હતા.



આ પછી બુધવાર તા. ૨૮મી જાનેવારી ૧૯૩૨નાં દીવસે એક કમીટી સમક્ષ તેમને ૨૩૦૦ દંડ ૧ કલાક ૪ મીનીટ અને ૩૫ સેકંન્ડમાં કરી પોતાનો આગલો રેકોર્ડ તોડયો હતો. આ પ્રયોગ માટે મી૦ જાલ મીસ્ત્રીને રૂ. ૧૦૦ની કીંમતનું રૂપાનું કપ હાજર રહેલાઓ તરફથી એનાયત થયું હતું તેમજ ખાન બાહાદુર મારકરે સોનાનો ચાંદ ભેટ આપ્યો હતો.

## ઇરાની જવાનનો ૧૪૭૦૦ "સ્કીપીંગ"નો રેકોર્ડ.

ફેબરૂઆરી ૧૯૩૨નાં વર્ષનાં છેલ્લાં અઠવાડયામાં મી૦ અરદેસર હોરમસજી ઇરાની નામનાં જવાને ગઝદર હેલ્થ-હોમના આશરા હેઠળ અટકયા વગર સુમારે કલાકનું સ્કીપીંગ કરયું હતું. તેઓએ ધીમે સ્કીપીંગ કરયું હતું. કુલ સુમારે ૧૪૭૦૦ શ્કીપીંગ કરયા હતા. આ રેકોર્ડ હીંદુસતાનમાં કરનાર તેઓ પહેલાજ છે. મી. ઇરાની, મી. શયાવક્ષ દારૂવાલાના ચેલા થાય છે. (જામે જમશેદ ૨-૩-૩૨)

આ બાબદમાં નોંધાયલાં ૧૫ હજાર "સ્કીપ્સ"નાં દુન્યાંનાં રેકોર્ડની નોંધ બાબેનું તથા મી૦ દારબ માસતરને ફાલે ગયલા ૧૦ હજાર "હોપ્સ" કરવાનાં પ્રયોગને લગતું વીગતવાર અને સત્તાધારી વર્ણન આ પુસ્તકનાં ૪૦માં પાનાં ઉપર રજુ થયું છે.

## મી૦ સ્યાવક્ષ દારૂવાલાએ ૫૧ કલાક ઓરીઓ ફેરવી.

મી૦ શયાવક્ષ દારૂવાલાએ ગઝદર હેલ્થ-હોમ ઉપર ૫૧ કલાક ઓરીઓ ફેરવી બતાવી છે. તેઓએ ૭૨ કલાક સુધી ફેરવી બતાવવાનું બીડું ઝડપયું હતું પણ ઉંઘનો ગલબો મજબુત થવાથી ૫૧ કલાક પછી કોશેશ મુકી દેવી પડી હતી. મી૦ પેસતનજી મારકરે મી૦

દારૂવાલાને એક ગોલ્ડ મેડલ જાહેર કરયો હતો, જ્યારે મીο બમનશા ગઝદરે બંનેને પોતા તરફથી એકેક મેડલ આપયો હતો. મીο દારૂવાળાનાં વખાણુનારાઓએ પ્રમુખ મીο માણેકજી પી. ભરૂચાને હાથે તેમને રૂ. ૧૦૦ની પર્સ ભેટ કરી હતી. (જામે જમશેદ ૨-૩-૩૨)

૬૬ કલાક અને ૧૫ મીનીટનાં એ બાબેનાં "દુન્યાનાં રેકોર્ડ" બાબે તેમજ મીο દારૂવાલાનાં ૪૧ કલાક ઝોરી ફેરવવાનાં, પ્રયોગની વીગતવાર નોંધ જાણવા અર્થે આ પુસ્તકને ૪૬ તથા ૪૭મે સફે રજુ થયલુ વર્ણન વાંચો. મી. દારૂવાલાએ એ ઉપરાંત ૫૧ કલાક ઝોરી ફેરવવાનો પોતાનો પ્રયોગ નોંધાવ્યો છે.

ઉપલા મીο સ્યાવક્ષ શાપુરજી દારૂવાલા જેવણુ નંο ૮૮ લાલબાગ પરેલ ખાતે ખારીવાલા બીલ્ડીંગ્સમાં પોતાનો "હેલ્થ એન્ડ સ્ટ્રેન્દ" નો કલાશ (કલ્બ) ચલાવે છે તેમને શુકરવાર તાο ૨૨ મી જાનેવારીની સાંજે ૩ કલાકે જોેલી (કલબ્સ) ફેરવવાનું શરૂ કરી રવીવાર તાο ૨૪મી જાનેવારી ૧૯૩૨ને દીવસે સાંજે ૬ કલાકે તે પુરૂં કરી ૫૧ કલાકનો રેકોર્ડ કીધો હતો.

## હીંદનો પહેલો પારસી ચેમ્પીયન બોક્ષર મીο બીલીમોરીઆ.

પારસીઓનાં આજ સુધીમાં રમતગમતમાં, સ્પોર્ટસમાં અને અનેક જાતની કસરત વીગેરેની તાલીમમાં નામના મેળવી હીંદની બીજી કોમો ઉપર સરસાઇ મેળવી પહેલી હરોળમાં આવવાના દાખલા નોંધાયા છે. તેમાં બોક્ષીંગ જેવી એક મરદાનગીની રમતમા આખા હીંદના ચેમ્પીયન થવાનું માન પણ એક પારસી જવાનને ફાળે આવવાની નોંધ લેતાં અમને ખુશાલી ઉપજે છે.



પુનાના જાણીના બોક્ષર મીο ફલી બીલીમોરીઆએ ગયે અઠવાડયે કલકતાનાં ફીંગ કાર્નીવલમાં ચેમ્પીયન બોક્ષર મીο એડગર બ્રાઇટને શીકસ્ત આપી ફેધરવેટની આખા હીંદની ચેમ્પીયનશીપ જીતી છે. મીο બીલીમોરીયાએ આજ સુધીમાં લગભગ હીંદના જુદા જુદા ભાગોમાં ૬૦ બોક્ષીંગના અખાડામાં ભાગ લીધો છે જેમાંથી પાંચ ફાઇટ "ડ્રો" થઇ છે. સાત ફાઇટમાં હાર મેળવી છે, જ્યારે બાકીની દરેક ફાઇટમાં ફતેહ મેળવી છે. ૧૯૨૬ નું સાલથી

આજ સુધી "બેનટમવેટ ચેમ્પીયનશીપ ઓફ વેસ્ટર્ન ઇન્ડીઆ," તેમજ "મોદી બેલ્ટ" પોતાને હસ્તક ટકાવી રાખી હીંદના એક સુનંદા બોક્ષર તરીકેના રેકાર્ડ કર્યો છે.

(જામે જમશેદ, ૧૨-૩-૧૯૩૧.)

## મુકકાબાજીના પારસી ચેમ્પીયન.

સર દીનશાહ પીટીટ જીમનેશીયમવાલા મી૦ જે. સી. પીસાંવાલાને ૧૯૩૧ નાં વર્ષનાં કલકત્તા ખાતેના ઓલીમ્પીક અખાડામાં "ઓલ ઇંડીઆ ફેધરવેટ ચેમ્પીયન" જાહેર કરવામા આવ્યા છે.

## બોક્ષીંગ માંહેલી પારસી નામના.

બોક્ષીંગની લાયક રમતમાં ઘણા પારસી જવાનો હીંમતથી બાહેર પડી નામ કાઢતા જાય છે. અનેક પારસી બોક્ષરોએ મુંબઇ, મદ્રાસ તથા કલકત્તા જહાં બોક્ષીંગની ઉંચા પ્રકારની રમત માટેની કુશળતા ધરાવી કીર્ત્તિ મેળવી છે. નીચલા નામો એ બાબદમાં પંકાએલા પારસી બોક્ષરો તરીકે હાલ આગેવાન હરોળમાં ખડાં રહયાં છે.

| | |
|---|---|
| ૧ ફ્લી મરચંટ | ૮ ધન શાહેર |
| ૨ ફ્લી બીલીમોરિયા | ૯ એમ૦ દી૦ વ્હાડીઆ |
| ૩ રૂસી ઉમરીગર | ૧૦ કેકી પોંચખાનાવાલા |
| ૪ ગુસ્તાસ્પ મીસત્રી | ૧૧ ચાર્ચીઆ |
| ૫ પદમ અંકલેશરીઆ | ૧૨ જે૦ પારડીવાલા |
| ૬ શરાફ | ૧૩ જે૦ સી૦ પીસાંવાલા |
| ૭ જામાસ્પ પાટરાંવાલા | ૧૪ ફીરોઝ મંચરશાહ પટેલ |

## ૧૯૩૧ નાં ચેમ્પીયન-બોક્ષર

મી૦ ફીરોઝ પટેલ ૧૯૩૧નાં સાલમાં "પારસી ચેમ્પીયન બોક્ષર" ઠર્યા છે અને તેમને સોનાનો ચાંદ તથા "બી૦ દી૦ પીટીટ ચેલંજ શીલ્ડ" મેળવ્યાં છે,

## મી૦ વ્હાડયાની નામના

બોમ્બે પ્રેસીડંન્સી એમેચ્યુઅર બોક્ષીંગ ચેમ્પીયનશીપ" ની તા૦ ૨૨ મી ફેબરવારી ૧૯૩૨ ને દીને ચપલી નામદાર ગવરનરની હાજરી વચેની છેવટની હરિફાઇમાં બી. બી. રેલવે-વાલા મી૦ એમ. દી. વ્હાડયાએ "બેન્ટમ-વેટ"ની હરીફાઇમાં કે. ઓ. એસ. બટાલીયનવાલા પ્રાઇવેટ મેરીગનેકને બીજા રાઉન્ડમાં હરાવ્યો હતો. એ બાબે બીજે દીવસે સ્થાનીક પત્ર "ટાઇમ્સે" જણાવ્યું હતું કે:-Wadia opened with a two handed attack which

made merignac cover, The soldier was obviously worried. In the second round Merignac was knocked out with a right to the body and a left to the jaw"



Mr. F. Merchant, who carried off the "Centauree Quina" Belt in Boxing.

Mr. Fali Merchant has some time back won the Lt. Wt. Championship of Western India and the Centauree Quina Belt, by beating Jack D'Souza. The press reports say that here was a case where science easily triumphed over brute strength.

## બેંગલોરમાં ફલી મરચંટ અને ગનબોટ જેક વચ્ચેની હરિફાઇ.

સીકંદરાબાદથી તાર મારફતે જણાવવામાં આવે છે કે ગઇ તા૦ ૨૭ મીની રાતના અત્રેનાં બોમબે શોઝમાં મુંબઇવાળા પારસી બોક્ષર ફલી મરચંટ અને ગનબોટ જેક વચ્ચે બોક્ષીંગની ૧૦ રાઉંડની મેંચ રમાઇ હતી. જેક ઘણાજ સરસ ફોર્મમાં હતો. મરચંટ હારી ગયો હતો.

ગનબોટ જેકે રમતની શરૂઆત એક સીધા ડાબા હાથના સ્ટ્રોકથી શરૂ કીધી અને મરચંટના નાકમાંથી લોહી નીકળ્યું. ત્યાર બાદ તે ડાબી જમણી ગમ મુક્કાઓ લગાવ્યોજ ગયો. બીજા અને ત્રીજા રાઉંડમાં મરચંટને ઘણો માર પડ્યો. પાંચમા રાઉંડથી જેક પોઇંટ મેળવતોજ ગયો. આઠમા રાઉંડે તો જેક જીતશે એમ નકીજ મનાયું જ્યારે મરચંટ તો પોતાનો બચાવ કર્યો જતો હતો. છેલ્લા તબકકામાં જેકે મરચંટને હરાવ્યો અને એ રીતે જેકે પોઇંટ જીત મેળવી.

(જામે જમશેદ, ૩૦–૧૨–૩૧.)

## ધન્ય કવિ અરદેશર ખબરદાર–તમને.

છાપાકલામાં પ્રથમ પારસીઓ હતા. જામેની ૧૦૦ વર્ષની જ્યુબીલીનાં મનહર અંકોદ્વારે તેનું રસિક વર્ણન આપણે વાંચી ચુકયા છીએ. મોટે રમી રહેલા પુરાણા અને પ્રખ્યાત કવી દલપતરામ અને શામળદાસની કીર્ત્તિને પકડી પાડી ગુજરાતી સાહિત્યનાં શુરાતનમાં "પારસી કવી"

તરીકેનું છેલ્લાં ૧૦૦ વર્ષમાં પહેલવહેલું અનુપમ માન મેળવનાર શ્રી અરદેશર ફરામજી ખબરદારે પારસી કીર્તીને ઓર વધુ પ્રકાશીત કરી છે. ગરીબ સ્થિતિમાં, દેહનાં દુઃખો વેઠવા છતાં સરસ્વતી દેવીનાં ભાવીક પુંજારી તરીકે કાવ્ય રસનાં છળાછળ ભરેલા અમૃતનાં ઘડા આખા ગુજરાતને મમતાપૂર્વક પાઇ તેઓમાં નવું ચેતન આપ્યું છે. ધન્ય છે વીર કવી ખબરદાર તારી કાવ્ય શક્તિને; તારી દેશભક્તિને; તારી અખૂટ ધીરજને; તારા ભાઇબંધ તરફનાં અખંડ પ્રેમને અને છેવટે તારાં મોતી-માણેક જેવાં કવિતાઇ ગોહરોને.

સમાપ્ત

---